॥ ओ३म् ॥

# બેરીસ્ટર સાવરકરનું ભાષણ




સ્વ. ડૉ. નથુભાઈ નેણુભા કોઠારીએ સ્થાપેલ
વેદવિદ્યોત્તેજક ફંડમાંથી છપાવી પ્રસિદ્ધ કરનાર
બાપુભાઈ કુબેર. પટેલ
સ. મંત્રી, મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભા, આણંદ.

હિન્દી ઉપરથી અનુવાદક: પં. મયાશંકર શર્મા

પ્રથમાવૃત્તિ ૧૦૦૦] * [વિ. સં. ૧૯૯૬

દયાનન્દાબ્દ ૧૧૬

મૂલ્ય: એક પ્રતના રૂ. ૦-૨-૦

॥ ओ३म् ॥

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते।

## સ્વ. નથુભાઇ નેણસી કોઠારી
(કચ્છ મંગવાણાવાળા)



એઓશ્રીએ સ્થાપેલા શ્રી વેદ વિદ્યોત્તેજક ફંડમાંથી ટ્રસ્ટના નિયમાનુસાર આ પુસ્તક મું. પ્ર. આ. પ્ર. સભાએ છપાવી પ્રસિદ્ધ કર્યું.

# બેરીસ્ટર

# સાવરકરનું

# ભાષણ.

⊙ અખિલ ભારતીય હિન્દુ મહાસભાના સભાપતિ ⊙
⊙ શ્રી. વિનાયક સાવરકરે સને ૧૯૪૦ ના કલકત્તા ખાતે ⊙
⊙ ભરાયેલા ૨૧ મા મહાધિવેશનમાં આપેલું ભાષણ. ⊙

હિંદુસભાના પ્રતિનિધિગણ તથા સભ્યગણ!

મારા સભાપતિના સમય દરમ્યાન બે વર્ષોમાં મારાથી જે કંઈ થોડી ઘણી હિંદુહિતને માટે સેવા થઇ શકી છે તેને અપનાવી આપે મને ફરીથી અવિચ્છિન્ન રૂપથી ત્રીજી વખત સભાપતિનું સ્થાન આપી મારૂં ગૌરવ કર્યું છે એને હું કૃતજ્ઞતા-પૂર્વક સ્વીકારૂં છું. આપણી શ્રેષ્ઠ આકાંક્ષાઓ માટે જેટલા વિશાળ કાર્યની આવશ્યકતા છે એને ખ્યાલમાં લેતાં જેટલું થોડું કામ થઈ શકયું છે તેની તુલના કરતાં મારા ચિત્તમાં ઘણો ક્ષોભ થતો હતો કે, મારી એ આંતરિક ઇચ્છા હતી અને એને માટે મેં ઘણો પ્રયત્ન પણ કર્યો હતો કે આ વખતે હિંદુ આંદોલનનું નેતૃત્વ કોઇ અધિક શકિતશાળી મહાપુરુષના ખભા ઉપર રાખવામાં આવે અને હું

પોતે યુદ્ધ કરવા માટે એક સૈનિક બની જાઉં, પણ મેં નીચે લખેલાં કારણોને લીધે આપનો આગ્રહ સ્વીકાર્યો છે અને સ્વાસ્થ્ય ઠીક ન હોવા છતાં હિન્દુ મહાસભાના પ્રેસીડંટનું સ્થાન મેં સ્વીકારી લીધું છે.

પહેલું તો મેં એ જોયું કે સૈન્યનું સંચાલન કરવું અને જનતાની ઇચ્છાનું પાલન કરવું એ પણ સૈનિક કાર્યનું એક આવશ્યક અંગ છે. બીજું કારણ એ જોયું કે જેટલું અધિક કાર્ય કરવાની આપણને જરૂર છે એની અપેક્ષા આ કાર્ય ઘણી જ થોડી માત્રામાં થયું છે. આ યુગની હિન્દુ પેઢીઓને વધારેમાં વધારે મુશ્કેલીઓની સામે થઇને પણ પોતપોતાના સ્થાનમાં આરૂઢ રહી જે કંઇ આપણે કરી શકીએ તે કરતાં ચુકવું નહીં, અને ત્રીજી ઉત્સાહ-જનક બાબત એ છે કે હજારો વીર અને કર્મનિષ્ઠ પ્રમુખ પુરૂષો આ ક્ષેત્રમાં આવી ગયા છે અને તેઓ મને આશ્વાસન આપી રહ્યા છે કે અમે મહારાણા પ્રતાપની પેઠે ખરા અંતઃકરણથી ઇચ્છીએ છીએ કે હિન્દુઓની આ પેઢી સમાપ્ત થાય તે પહેલાં હિન્દુ-ઉદ્દેશનો વિજય થાય. અને એ દૃઢ નિશ્ચયની વાસ્તવિક ઝલક નિઝામ હૈદ્રાબાદના સત્યાગ્રહમાં જોવામાં આવી છે.

સભાપતિના આ નાનકડા ભાષણમાં એ એક હજાર અને એક ઘટનાઓ અને સમસ્યાઓનું સૂક્ષ્મરૂપે પણ ઉલ્લેખ કરવો એ ઘણું જ કઠણ છે. ઘટનાઓ અને સમસ્યાઓ હિન્દુ જનતા સમક્ષ આ વર્ષમાં સ્થાનીય, પ્રાંતીય અને વ્યાપક રૂપે સિન્ધથી લઇ આસામ સુધી ઉપસ્થિત છે. સક્કર તથા સિન્ધ પ્રાંતના અન્ય સ્થાનોમાં મુસલમાનોએ હિન્દુઓના લોહીથી હોળી ખેલી છે, ઉત્તર-પશ્ચિમ સીમા પ્રાંતના પ્રદેશમાં નિરંતરતાથી ત્યાંના સરહદી પઠાણોએ હિંદુઓ ઉપર આક્રમણ કરી એના પ્રાણો અને માલ મિલ્કતને આંતકમય બનાવી રાખ્યાં છે. મુસ્લીમ ડાકુઓનાં ટોળાં ગામ અને શહેરોમાં લૂટ માર કરતા ઢોલ વગાડીને ઘોષણા કરે છે

કે કોઇ પણ મુસલમાનને ભયભીત થવાનું કારણ નથી. અમે તો કેવળ હિંદુઓને જ લૂટીશું. યુકતપ્રાંત, બિહાર અને બંગાળના કેટલાયે સ્થાનોમાં ધર્માંધ મુસલમાનોએ હિંદુ વિરોધી હુમલા અને અત્યાચારો કર્યા છે. એક તરફ મુસલમાનોની આ ગુંડાગીરી, બીજી તરફ ભભકાદાર પાર્લામેન્ટરી, મુસ્લીમ લીગ કે જે સિંધ પંજાબ અને બંગાળમાં અલ્પ સંખ્યક હિંદુઓ સાથે ઉપર બતાવેલા પ્રકારનો નમ્ર અને શિષ્ટતા પૂર્ણ વ્યવહાર કરી રહી છે અને સંસાર સમક્ષ બતાવવાની ચેષ્ટા કરી રહી છે કે અત્યારે સંસારમાં જો કોઇ કષ્ટ સહન કરનાર સંત પુરુષો હોય તો તે મુસલમાનો જ છે. આ સિવાય સરકાર સાથેની કોંગ્રેસ અને મુસ્લીમ લીગની સમજુતી તે સમજુતી કરતાં પણ કેટલાયે ગણી ભયાનક રીતે હાનિકારક થશે કે જે સામ્પ્રદાયિક સમજુતીના રૂપે પ્રસિદ્ધ છે. વળી અત્યારનું મહાયુદ્ધ કે જેણે સરકારને એવો અવસર આપ્યો છે કે જેનાથી ભારતની વૈધાનિક ઉન્નતિ ૫૦ વર્ષ પાછળ રહી જાઇ પ્રાચીન સમયનું તે જ સ્વેચ્છાચારી શાસન જન્માવે છે કે જે અત્યાર સુધી ચાલું છે. આ બધી એવી બાબતો છે કે જેના ઉપર વધારે વિચાર કરવાની જરૂર છે. પરંતુ હું એ બધી બાબતોને છોડી દઉં છું, કારણ કે એના સંબંધમાં અન્ય અધિકારી મહાશયો ત્યાંના વતની હોવાથી એ બાબતોમાં વિશેષ અનુભવ ધરાવે છે. તથા એમણે વિશેષ રૂપથી એ બાબતોનો અભ્યાસ કર્યો છે. માટે હું મને જે થોડો ઘણો સમય મળ્યો છે તેમાં તે મૌલિક સિદ્ધાંતો, નીતિ અને કાર્યક્રમનો વિચાર કરવા ચાહુ છું કે જે આપણા આંદોલનનો મુખ્ય ભાગ ધરાવે છે અને જેના ઉપર આપણે ઓછામાં ઓછું બ વરસ સુધી આપણું પૂરેપૂરૂં ધ્યાન અને શકિત લગાવવાં છે

[ ૨ ]

## નિઝામ હૈદ્રાબાદના સત્યાગ્રહનું આંદોલન

આ વર્ષની બધી ઘટનાઓમાં હિન્દુ સંગઠનની દૃષ્ટિથી હૈદ્રાબાદ સત્યાગ્રહની ઘટના મુખ્ય છે કારણ કે, એ આપણી ભાવી

નીતિ અને કાર્યક્રમ માટે સંદેશ આપે છે. એ સત્યાગ્રહને આપણે નિઝામ સરકારની હિન્દુ વિરોધી નીતિથી વિરુદ્ધ છ માસ સુધી ચાલુ રાખ્યો હતો. એ સત્યાગ્રહ એક ધાર્મિક યુદ્ધ હતું અને જેટલો એ ધાર્મિક હતો તેટલો જ વીરતાથી ભરેલો હતો. એ યુદ્ધનો મહાતાપ આપણા આર્યસમાજી ભાઇઓએ સહન કર્યો છે. દશ હજાર કરતાં પણ વધારે આર્યબંધુઓએ એ યુદ્ધમાં ભાગ લીધો હતો અને વીરતાપૂર્ણ યુદ્ધ કરી એમણે એ સિદ્ધ કરી બતાવ્યું છે કે આ યુગમાં ઉત્તમ હિન્દુ સંગઠન કરનાર મહર્ષિ સ્વામી દયાનંદે જે અગ્નિ પ્રકટાવ્યો છે તે દિવસે દિવસે વિશેષ પ્રજ્વલિત થઇ વૃદ્ધિંગત થયા કરે છે અને એ મહર્ષિના જીવનનો ઉદ્દેશ અયોગ્ય વ્યક્તિઓના હાથમાં નથી પડયો. હિન્દુ મહાસભા તરફથી ઓછામાં ઓછા પાંચ હજાર હિન્દુઓએ હિન્દુ વિરોધી નિષેધ–આજ્ઞાની અવજ્ઞા કરી સત્યાગ્રહ કર્યો અને અદમ્ય ઉત્સાહથી તથા પ્રશંસનીય રૂપે ચાલુ રાખ્યો હતો. પણ અખિલ હિન્દુ–વિસ્તારની દૃષ્ટિએ જે ઉત્સાહ–જનક બાબત થઇ છે તે તો એ છે કે કેવળ હિન્દુ મહાસભા તથા આર્યસમાજ જ એ સત્યાગ્રહમાં સંમીલિત થયા ન હોતા. જોકે તેણે આગળ પડતો ભાગ જરૂર લીધો હતો પણ એ સત્યાગ્રહના આંદોલનમાં વ્યાપક રૂપથી બધા હિન્દુ ભાઇઓએ હૃદયથી હિન્દુધ્વજાની નીચે ઘણી જ ચીવટથી ભાગ લીધો હતો. જો અખિલ હિન્દુત્વની ભાવનાના સહયોગ, સહાનુભૂતિ અને બલિદાનથી આ આંદોલન સમસ્ત ભારતમાં ન થયું હોત તો આપણે એને આટલી સફલતા સાથે સમાપ્ત કરી શકયા ન હોત. આને લીધે હિન્દુ સંઘટન વાદીઓએ જે માગણીઓ કરી હતી તેને નિઝામ સરકારે વિવશ થઇ સ્વીકારવી પડી. મારા મત પ્રમાણે તો આ એક બાબત એવી છે કે જેને આપણે ખરી રીતે સ્થાયી સફલતાના રૂપમાં ગણી શકીએ. એ ધર્મ યુદ્ધમાં હિન્દુ ઉદ્દેશ્યોને માટે આ બાબત સિદ્ધ થઇ ચુકી છે કે હિંદુઓમાં

જાતિ, મતમતાન્તર હોવા છતાં પણ હિંદુડમ હજી સુધી વ્યાપક રાષ્ટ્રિય ભાવના સાથે આપણી નસેનસમાં અનુસ્યૂત છે. જરા એ દશ્ય તરફ વિચાર તો કરો કે, હજારો હિન્દુઓ પોતાના પરિજનો અને પ્રિયજનોને છોડી પોતાના પ્રાણોને સંકટમાં નાંખી હૈદ્રાબાદ -નિવાસી તે હિન્દુઓની સહાયતા માટે પોતાનાં ઘરબાર છોડી ચાલી નિકળ્યા કે જેઓને કદીપણ તેમણે જોયા ન હોતા અને વ્યક્તિગત રીતે કોઇપણ જાતની ઓળખાણ પણ ન હોતી. પંજાબી અને સિન્ધિ, બંગાળી અને બિહારી, મરાઠા અને મદ્રાસી, બ્રાહ્મણ અને ભંગી, સનાતની અને આર્યસમાજી, જૈન અને લિંગાયતી, ધની અને નિર્ધન બધા માણસો કે જેમના હૈયે હિન્દુત્વનું અભિમાન હતું, તે બધા એક થઇ હિન્દુધ્વજા નીચે હિન્દુ ગૌરવની રક્ષા માટે નિકળી પડયા. એઓને અકથનીય કષ્ટો સહવાં પડયાં. નિર્દય હુમલાઓ કિરચો અને લાકડીઓનો માર, ભુખ, તરસ અને છેવટે મૃત્યુ સુધી પણ સામે થવું પડયું હતું, પણ એ વીર લોકો છેલ્લા શ્વાસ સુધી 'હિન્દુ ધર્મની જય, હિન્દુસ્થાન હિન્દુઓનો' આ સૂત્રો નિરંતર ઉચ્ચારતા જ રહ્યા.

શ્રીયુત રેડ્ડી અથવા તે હિન્દુ સંગઠન-વાદીઓનું ઉદાહરણ લ્યો કે જેમને 'વંદે માતરમ્' ઉચ્ચારવા ખાતર જ નેતરના સોટા મારવામાં આવ્યા હતા અથવા 'હિન્દુસ્થાન હિન્દુઓનું, ઉચ્ચારવાના બદલામાં એમના ઉપર લાકડીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો હતો. એના ઉપર જે વખતે નેતરની સોટીઓ પડતી હતી. અથવા લાકડીઓનો વરસાદ પડતો હતો. તે વખતે તે વીર લોકો 'વંન્દે માતરમ્' અથવા 'હિન્દુસ્થાન હિન્દુઓનો.' આ સૂત્રો જ ઉચ્ચ ધ્વનિથી જપ્યા કરતા હતા. આ યાતનાઓને વેઠી કેટલાયે ભારતમાતાના વીર સુપુત્રો સ્વર્ગમાં સીધાવ્યા એ હુતાત્માઓમાં એક મરાઠા કુમાર શ્રી સદાશિવ પાઠક હતો એની ઉંમર કેવળ ૧૬ વરસની જ હતી. એની છાતીમાં દરદ હતું છતાં

પણ એમણે પત્થરો વહેવાનું કામ કર્યું એણે ક્ષમા ન જ માગી અને છેવટે પોતાના પ્રાણ પણ આપી દીધા. તમે આવી જાતનાં અનેક ઉદાહરણો હૈદ્રાબાદ સત્યાગ્રહના સાચા ઇતિહાસમાં વાંચશો કે જે આર્યસમાજ તથા હિન્દુસભા તરફથી પ્રકાશિત કરવામાં આવશે. દૂર શામાટે? આજ પંજાબમાં તે નેતાઓ અને સજ્જનો ઉપસ્થિત છે કે જેની સત્યતા ઉપર કોઇને પણ શંકા કરવાનું સાહસ થઈ શકતું નથી તથા જેણે એ ધર્મયુદ્ધમાં હિન્દુ ધર્મ, હિન્દુ સ્વાધીનતા અને હિન્દુ ગારવના રક્ષણ માટે નિઝામ સરકારની જેલમાં એક નેતા તરીકે અથવા એક સૈનિક તરીકે અનેક જાતની યાતનાઓ સહન કરી છે.

ધર્મયુદ્ધ કરનાર આ યોદ્ધાઓને કોઇ વેતન મળતું ન હતું. તેમ તેના પરિવારને કોઈ પેન્શન પણ મળતું ન હતું. એમાંના કેટલાકે તો પોતાનો ધંધો છોડી દીધો હતો અને કેટલાકે તો નોકરીમાંથી પણ રાજીનામું આપી દીધું હતું, એમાં કેટલાક એવા લોકો હતા કે જેમની માસિક આવક હજારો રૂપીઆની હતી, એ બધા લોકો જાણતા હતા આપણે અશસ્ત્ર છીએ છતાં તેઓ એક એવી શક્તિનો સામનો કરતા હતા કે જે શસ્ત્રોથી સજ્જિત હતી. એને એ પણ ખબર હતી કે આપણી પણ એજ ગતિ થવાની છે કે જે પોતાના પૂર્વગામીની થઇ છે, તેઓ જાણીતા હતા કે પોતાને કષ્ટો આપવામાં આવશે, પોતા ઉપર લાકડીઓનો વરસાદ પડશે, બંદુકોની કિરચોથી પ્રહાર કરવામાં આવશે છતાં પણ તેઓ પોતાની જ ઇચ્છાથી આગળ વધ્યા હતા. કારણ કે તેઓ જબરજસ્તીથી ભરતી થયા ન હોતા. તમોને એ જાણી આશ્ચર્ય થશે કે જ્યારે ઔરંગાબાદમાં નિંદનીય રીતે હિંદુ સંગઠન વાદી—કેદીઓ ઉપર લાકડીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો ત્યારે અમારા શિબિરમાં સ્વયં સેવકોએ વધારે પ્રમાણમાં નામો લખાવવાં શરૂ કરી દીધાં, કેટલાક તો સ્વયંસેવકો એવા હતા કે જેઓ

તુરતમાં જ સત્યાગ્રહ નિમિત્તે નીઝામ રાજ્યની જેલ ભોગવી આવ્યા હતા. એમણે અમને સાગ્રહ વિનંતિ કરી કે અમને હિંદુ વિરોધી નિષેધ આજ્ઞાના સત્યાગ્રહ કરવા માટે ફરીથી મોકલી આપો. હિંદુ સંઘટનવાદીઓનું બ્યુગલ વાગતાં જ ૧૪-૧૫ હજાર સ્વયંસેવકોની હિંદુસેના એકત્ર થઇ ગઇ અને એ આજ અમને તથા એ લોકોને એક પાઠ શીખવે છે કે અમારી માગણી છે. ૧૫ હજાર હિંદુ સંઘટનવાદીઓની આ સેના યુરોપમાં લડનારી અંગ્રેજી તથા જર્મન સેના કરતાં વધારે શ્રેષ્ઠ છે કે જે નૈતિક ઉત્સાહથી પોતાના દેશને માટે લડી રહી છે. જો આ સત્યાગ્રહ ન હોત અને આપણા આ સૈનિકોની જો બંદુકની કિરચોનો સામનો બંદુકોની કિરચોથી અને બંદુકોનો સામનો બંદુકોથી કરવાની સ્થિતિમાં હોત તો એ સશસ્ત્ર યુદ્ધમાં પણ યુરોપીય સૈનિકોથી અધિક શ્રેષ્ઠ તથા પ્રમાણિક હોત. પણ અવસર સમુચિત થનારી વાર્તાને આપણે સર્વથા છોડી દઇએ એટલી જ વાત લઇએ કે જે વાસ્તવિક રીતે થઇ છે તોપણ તે આપણ હિંદુ સંઘટનવાદીઓને આત્મવિશ્વાસની ભાવનાથી પૂર્ણ રીતે પ્રોત્સાહન આપનારી છે તથા આપણને નૈતિક વિજયની ભાવનાથી ઓતપ્રોત કરનારી છે. બીજી તરફ આપણો વિજય હિંદુ-વિરોધી શક્તિઓને સાવધાન કરનારી છે કે **હવે ફરીથી હિંદુ મહાસભાના પ્રસ્તાવોને તુચ્છ સમજવા પહેલાં જરા ફરીથી વિચાર કરવો પડે.** નાગપુર અથવા સોલાપુરમાં આપણે જે વીરોચિત શબ્દોમાં નિશ્ચય કર્યો હતો એ નિશ્ચયને આપણે કલકત્તાના આ મહાધિવેશનના પૂર્વ વીરોચિત કાર્યમાં પરણત કરી કોઇપણ આંદોલન ગમે તેટલુ હિંદુ-હિતની દૃષ્ટિથી પવિત્ર હોય છતાં જ્યાંસુધી કોંગ્રેસ એને રાષ્ટ્રીયતાનું પ્રમાણપત્ર ન આપે ત્યાંસુધી એ સફલ બનવું અશક્ય છે આ બાબત આપણા નૈતિક ભાવને નષ્ટ કરનારી હતી. આ વિચારને આપણા સત્યાગ્રહે નિર્મૂળ કરી નાખ્યો છે. એ ઘણું જ મહત્વનું

પરિણામ આવ્યું છે. કોંગ્રેસાભિમત 'રાષ્ટ્રીય' શબ્દનો અર્થ શો છે? ૧૦૦ માંથી ૯૯ ટકા "હિંદુ–વિરોધી" એનો અર્થ છે. ગત ૯ વરસોથી એ ભાવ ઘર કરી બેઠો હતો કે કોઇપણ દેશ વ્યાપી આંદોલન જ્યાંસુધી કોંગ્રેસના–ઝંડા નીચે આવી ન કરવામાં આવે ત્યાંસુધી સફળ નહી થઇ શકે. પરંતુ હૈદ્રાબાદના સત્યાગ્રહે એ દુઃખદ સ્વપ્નનો અંત આણ્યો છે. કોહાટમાં મુસલમાનોના ઘાતક હુલ્લડોએ અથવા મલબારમાં મોપલાઓએ હિંદુ નાગરિકોની જે કત્લેઆમ ગામેગામ કરી હતી એ મુસલમાનોના નિંદનીય કાર્યને વ્યાપક હિંદુભાવનાથી વખોડી નાંખવાનું સાહસ હિંદુઓ એટલા માટે ન કરી શકયા કે એમ કરવું એને કોંગ્રેસે રાષ્ટ્રીયતાનું પ્રમાણપત્ર ન હોતું આપ્યું. હૈદ્રાબાદ સત્યાગ્રહમાં પણ કોંગ્રેસ એજ રમત રમવા માગતી હતી. કોંગ્રેસે હૈદ્રાબાદના સત્યાગ્રહને 'સામ્પ્રદાયિક' અથવા 'રાષ્ટ્રવિરોધી' આંદોલન હોવાનો શાપ આપ્યો હતો. પરંતુ આ વખતે હિંદુ સંઘટનવાદીઓની વિચાર ધારા પોતાનીજ હતી. અને વાસ્તવિક રીતે તે રાષ્ટ્રીય હતી, અથવા એમ કહેવું જોઇએ કે આ વખતે હિંદુઓએ પોતાને અંધનિશ્વા-સવાળી કોઇ આંતરધ્વનિની આધીનતાથી મુક્ત કર્યા હતા કે જે ધ્વનિ પોતે જાતે સ્વીકાર કરે છે કે મેં હિમાલય જેવડી ભૂલો કરી છે. આ વખતે હિંદુઓને અંધકાર વિધ્વંસક પ્રકાશ મળ્યો છે. અથવા આ વખતે હિંદુઓ કોંગ્રેસરૂપ ચર્ચમાંથી નિકળતી ધર્માજ્ઞાઓને એક તરફ ધકેલી દઇ નિઝામ હૈદ્રાબાદમાં રહેનારા પોતાના સધર્મી હિંદુ ભાઇઓને ભયંકર કષ્ટમાંથી બચાવવા માટે હિંદુ ઝંડા નીચે નીકળી પડયા. આ સત્યાગ્રહનું આંદોલન વાત-વાતમાં આખા દેશમાં પેશાવરથી મદ્રાસ સુધી ફેલાઇ ગયું. કોંગ્રેસે સાંપ્રદાયિક અથવા 'રાષ્ટ્રવિરોધી' તરીકે અભિશાપિત કરેલું હોવા છતાં આ આંદોલન ઉત્તરોત્તર ફેલાતુંજ ચાલ્યું અને એના માટે 'નિઝામ નિષેધ દિવસ' તથા 'હિંદુ રાષ્ટ્રીય દિવસ' મનાવ-

-વામાં આવ્યો કે જેમાં સમસ્ત ભારતવર્ષના મુખ્ય મુખ્ય નગરોમાં ઓછામાં ઓછા એક કરોડ હિંદુસંગઠનવાદીઓના આદેશાનુસાર હિંદુઝંડાની નીચે એકત્રિત થઈ એ આંદોલનનું સમર્થન કર્યું હતું.

કોંગ્રેસે હૈદ્રાબાદ સત્યાગ્રહનો વિરોધ શા માટે કર્યો? કોંગ્રેસ તો દેશી રાજ્યોનો સુધાર કરવા ઇચ્છે છે. હૈદ્રાબાદ તો ભારતમાં સૌથી મ્હોટું રાજ્ય છે, એનું આસન સૌથી નિકૃષ્ટ કોટિનું તેમ સ્વેચ્છાચારી રીતનું નથી? શું એમાં એટલો શાસન સુધાર અને એટલી નાગરિક સ્વાધીનતા દાખલ કરવાની આવશ્યકતા નથી કે જેટલી આવશ્યકતા નાનકડા રાજકોટના રાજ્યમાં જણાઇ આવી હતી. શું ગાંધીજી એમ ન હોતા ચાહતા કે આપણે વિશ્વાસ કરી લેવો જોઇએ કે નાનકડા રાજકોટના શાસન સુધારના પ્રશ્ને અખિલ ભારતીય પ્રશ્નનું રૂપ ધારણ કરી લીધું છે અને આખા હિન્દ-મહાસાગરમાં એક સાધારણ વીરાવાળાના પ્યાલાથી આગ લાગી ગઇ છે. બીજી તરફ નિઝામ રાજ્યમાં વસનારા લગભગ એક કરોડ હિન્દુઓને માટે શાસન સુધારની માગણીનો પ્રશ્ન કે જેને માટે હિન્દુ મહાસભાએ લડવાનો ભાર પોતાને માથે લીધો હતો. એ કોંગ્રેસની દૃષ્ટિએ ભારતીય પ્રશ્ન ન હોતો અને તે અસંગત હતો, અને એને ખાતર કોંગ્રેસ એની એટલી પણ સહાનુભૂતિ ન દાખવી શકી કે જેટલી આફ્રિકાના હબસીઓ માટે અને સ્પેન તથા જેકોસ્લાવીઆના લોકો માટે બતાવી શકી. જે વખતે ઔરંગાબાદમાં અશસ્ત્ર સત્યાગ્રહી કેદીઓ ઉપર લાકડીઓની અમાનુષિક તરમઝટ વરસાવવામાં આવી અથવા હૈદ્રાબાદમાં નિર્દય અને અત્યાચાર પૂર્ણ હુલડો થયાં તે વખતે કેવળ ગાંધીજી જ નહીં પણ કોંગ્રેસના અગ્રગામી, પશ્ચાદ્‌ગામી અથવા અંતર્ગામી કોઇપણ હજી આગળ પડી નિઝામ સરકારની નિન્દા કરવાનું સાહસ કર્યું નહિ. ત્યારે શું કોંગ્રેસ નાગરિક સ્વાધીનતાનું રક્ષણ નથી ચાહતી? શું આ સત્ય નથી કે નિઝામ સરકારના રાજ્યમાં લાખો

હિન્દુઓનાં જીવન અને મિલકત સદૈવ સંકટમાં ગ્રસ્ત બનેલાં છે? ત્યાં ભાષણ કરવાની સ્વતંત્રતા, સંઘ સ્થાપિત કરવાની સ્વતંત્રતા અથવા પૂજા કરવાની સ્વતંત્રતા શું નામ માત્ર પણ વિદ્યમાન છે? જો નથી તો પછી કોંગ્રેસ એ હિન્દુ સંઘટન વાદીઓ સાથે ખંભે ખંભો લગાડી સંગ્રામમાં શા માટે ભાગ નથી લેતી? કે જેઓ નાગરિક સ્વાધીનતા મેળવવા માટે જીવન અને મરણનો સંગ્રામ ખેલી રહ્યા છે. કંઇ નહીં તો, હિન્દુઓની માગણીના ઔચિત્યનું સમર્થન કરતો એક પ્રસ્તાવ તો પાસ કરવો હતો. શું હિન્દુ સંગઠન વાદીઓ એક ભારતીય તરીકે સંગ્રામ કરવા ન હોતા ગયા? હા, એ બની શકે છે કે કોઇ હિન્દુ સારૂં કામ પણ એક હિન્દુ તરીકે કરે તો તે પાપ થઇ શકે છે, પરંતુ ચુંટણીને વખતે એ પાપ ગણાતું નથી કારણ કે એક કોંગ્રેસ-વાદીને પણ પોતાને હિન્દુ તરીકે લખવું પડે છે અને તે પણ હિન્દુઓમાંનો એક હિન્દુ હોય છે. જ્યારે કાશ્મીરના મુસલમાનો ભારતીય મુસલમાનોના સહયોગથી સશસ્ત્ર ક્રાંતિ કરે છે ત્યારે પોતાને જન્મથી જ પ્રજાતંત્રી માનનાર ગાંધીજીએ ન હોતું લખ્યું? કે કાશ્મીરના હિન્દુ નરેશ જો મુસલમાન પ્રજાને સંતુષ્ટ ન રાખી શકે અને એનો અસંતોષ ન મટાડી શકે તો એને નૈતિક રૂપથી એમના ઉપર શાસન કરવાનો કોઇપણ અધિકાર નથી. કાશ્મીર નરેશને યોગ્ય છે કે તે રાજ્યને છોડી દઇ કાશી–નિવાસ કરે! નિઝામ રાજ્યમાં ૮૫ ટકા હિન્દુઓ છે, અને એમણે પોતાના સહધાર્મિઓ સાથે કરવામાં આવતા ધાર્મિક સાંસ્કૃતિક અને રાજનીતિક ઉત્પીડન વિરૂદ્ધ કેવળ અશસ્ત્ર સત્યાગ્રહ માત્ર કર્યો હતો. એ વખતે પોતાને જન્મથી પ્રજાતંત્રી કહેનાર ગાંધીજીએ નિઝામ નરેશને એ પરામર્શ આપ્યો હતો કે તમારે રાજ્ય છોડી મક્કા ચાલ્યા જવું જોઇએ? પણ ત્યાં તો ઉલટું એમ લખ્યું હતું કે હું સત્યાગ્રહના બધા સમય દરમ્યાન એ વાતથી અધિક ચિન્તાવાન્ છું કે "શ્રીમાન્ હિઝ એકઝાલ્ટેડ હાઇનેસ નિઝામને સતાવવામાં ન આવે."

 

જો હું ઇચ્છું તો એ 'રાષ્ટ્રવાદી' છાપાના કોંગ્રેસીઓની' એકસો એક એવી બાધા ઉપસ્થિત કરનારી વાતો બતાવી શકું છું કે જેમણે નિઝામના હિન્દુ વિરોધી નીતિ વિરુદ્ધ હિન્દુ સંઘટનવાદીઓના માર્ગમાં ઉભી કરી હતી; પરંતુ હું અહીં એ બધાનો વિચાર કરવા માગતો નથી. કેવળ એટલું જ બતાવવું પૂરતું છે કે ઔરંગાબાદની જેલમાં સત્યાગ્રહીઓ ઉપર જે રોમાંચકારી ઘટના થઇ હતી તથા હૈદ્રાબાદના દંગામાં હિન્દુઓને જે ભયંકર યાતનાઓ સહન કરવી પડી હતી એના તરફ ઠેઠ ઇંગ્લાંડની પાર્લામેન્ટના કેટલાક સદસ્યોની સહાનુભૂતિ હિન્દુ મહાસભા તરફ ખેંચાઇ આવી, પરંતુ બ્રીટીશ ભારતના સાત કોંગ્રેસ પ્રાંતોમાંના એક પણ કોંગ્રેસ મંત્રીએ એના ઉપર સહાનુભૂતિનો એક શબ્દ પણ ઉચ્ચારવા હિમ્મત ન ધરી. કોંગ્રેસમાં અથવા ભારતીય ધારાસભામાં એ વિષય ઉપર વાદવિવાદ ઉપસ્થિત કરવામાં ન આવ્યો તથા નિઝામની વિરુદ્ધ હિન્દુઓની તરફેણમાં એક શબ્દ પણ ન કહ્યો. જ્યારે હિન્દુઓના એક નાનકડા રાજકોટ રાજ્યના સંબંધમાં આજ કોંગ્રેસના મંત્રી મહોદયો સામૂહિક રૂપથી ત્યાગપત્ર આપી દેવાની ધમકી આપી શકયા હતા. આ બધાનો ઉદ્દેશ સ્પષ્ટ છે અને એને ખુલ્લી રીતે પ્રકટ કરવો એ જરૂરી છે.

જ્યાં સુધી કોંગ્રેસ "ખોટી રાષ્ટ્રીયતા" સાથે વળગી રહેશે ત્યાં સુધી એની નીતિ નિશ્ચિતરૂપથી હિન્દુ વિરોધી રહેવી અનિવાર્ય છે, અને એ હિન્દુ હિતો તરફ ગમે તેટલી ઉચિત અને ન્યાયોચિત ભલે હોય પણ તે વિશ્વાસઘાત જરૂર કરશે. જરા વિચાર તો કરો કે, જો હિન્દુ મતદાતાઓ હિન્દુ સંઘટનવાદીઓને મત આપતે અને એના પ્રતિનિધિઓ મુંબાઇ, મદ્રાસ તથા દેશના અન્ય પ્રાંતોમાં હિન્દુ મહાસભાવાદીઓનું મંત્રીમંડળ બનાવી શકયા હોત તો શું તેઓ હૈદ્રાબાદના હિન્દુઓ ઉપરના અત્યાચાર તરફ હૃદય–હીન બેદરકારી બતાવી શકયા હોત ખરા કે ? તે તો નિઝામ

સરકારની ઉપર એવા અત્યાચારો રોકવા માટે કેટલો બધો પ્રબળ પ્રભાવ નાખી શકયા હોત.

અહીં વિશેષ રૂપથી એટલું કહેવાની જરૂર છે કે જ્યારે હિન્દુઓ ઉપર મુસલમાનો તરફથી અત્યાચારો કરવામાં આવે છે ત્યારે કોંગ્રેસ એના વિરુદ્ધ એક આંગળી પણ ઉઠાવશે નહિ. આવી પરિસ્થિતિમાં હિન્દુ સંઘટનવાદીઓએ પોતાની રક્ષાનો ભાર પોતાના માથા ઉપર પોતે જ લેવો એ આવશ્યક છે અને એમ કરી પોતાની રક્ષા કરી શકે છે. કોંગ્રેસનું વિરોધીકરણ હોવા છતાં નિઝામ હૈદ્રાબાદનો સત્યાગ્રહ હિન્દુ સંઘટનવાદીઓના હિન્દુ ઝંડા નીચે કોંગ્રેસથી બીલકુલ અલગ કરી દેવામાં આવ્યો હતો. અમારૂં આ આંદોલન અખિલ હિન્દુત્વના આંદોલન કરવાની એક કસોટી હતી અને અમે હિન્દુ સંઘટનવાદીઓ આ આંદોલનમાં રાજકોટની માફક વિફલ નથી થયા એટલું જ નહિ પણ એનાથી વિરુદ્ધ આપણે આપણી વિજય વૈજયન્તી ફરકાવતા એ કસોટીમાંથી ઉત્તીર્ણ થયા છીએ. એ સત્યાગ્રહમાં આપણે આપણી સાંસ્કૃતિક અને જાતીય એકતાને ફરીથી વાસ્તવિક રૂપમાં પ્રત્યક્ષ કરી લીધી છે કે જે આપણી સાચી રાષ્ટ્રીયતા છે. એ રાષ્ટ્રીયતાને આપણા ૧૦૦ વરસથી અથવા એના કરતાં પણ વધારે વરસો થયાં વિસ્મૃતિની મૂર્ચ્છામાં ખોઇ નાખી હતી.

નિઝામ સરકારે જે રાજનીતિક સુધારાની ઘોષણા કરી છે અને જે દ્વારા તેમણે આ દાયિત્વ પોતા ઉપર લીધું છે કે તેઓ હિંદુઓને નાગરિક સાંસ્કૃતિક અને ધાર્મિક સ્વતંત્રતા આપશે. એના સંબંધમાં અહીં એક શબ્દ લખવો ઉચિત જણાય છે. નિઝામ સરકારની આ ઘોષણા પછી જ હિંદુ સંઘટનવાદીઓએ પ્રતિયોગી સહકારની નીતિ અનુસાર તથા શ્રીમાન નિઝામે પોતાની ઘોષણામાં કૃપા-પૂર્વક જે કહ્યું છે, તેને સ્થાન આપવા માટે

સત્યાગ્રહ આંદોલન બંધ કરવામાં આવ્યું છે. નિઝામ સરકારે વ્યાપક રૂપથી સમસ્ત હિંદુ સત્યાગ્રહીઓને ક્ષમા પ્રદાન કર્યું છે. તેને બદલે હિંદુ મહાસભા નિઝામ સરકારને ધન્યવાદ આપે છે. એમનું આ કાર્ય ઉચિત દિશામાં હતું. પરંતુ ત્યારપછી નિઝામ સરકારે અપર્યાપ્ત અને પ્રગતિ–બાધક શાસનમાં સુધારો એટલી ઝડપથી નથી કર્યો કે જે કરવો જોઇતો હતો. હિંદુ મહાસભા એ વાતને માટે બહુ ચિંતાતુર છે કે, શાંતિપૂર્ણ વૈધાનિક ઉન્નતિનો કોઇ એવો માર્ગ ખુલ્લો કરી આપવો જોઇએ કે જેથી હૈદ્રાબાદ રાજ્યના હિંદુ અને મુસલમાનોમાં સ્થાયી મિત્રતા બની જાય એને માટે હિંદુ મહાસભા શ્રીમાન નિઝામ સરકારનું ધ્યાન એ વાત તરફ આકૃષ્ટ કરે છે કે શાસન સુધારાઓને કાર્યમાં પરિણત કરવામાં આવશ્યક રૂપે જો વિલંબ કરવામાં આવશે તો તે ભયપ્રદ થશે અને એનાથી જનતામાં અસંતોષ વધી જશે. જો એ સુધારાઓને કાર્યમાં પરિણત કરવામાં વધારે વિલંબ નહિ કરે અને જારી કરવામાં આવશે તો નિઝામ સરકાર પોતાની દૂરદર્શિતા પૂર્ણ નીતિથી સહજમાં જ અસંતોષ ટાળી શકશે. બીજી બાબત એ છે કે નિઝામ સરકારે પોતાના કેટલાક મુસલમાન અધિકારીઓ ઉપર નિયંત્રણ કરવું જોઇએ કે જે કેન્દ્રિય સરકારની આશા કરી જ્યારે ત્યારે હિંદુઓને આજ સુધી સતાવ્યા કરે છે, જો સ્થાનીય ધર્માન્ધ નિમ્ન શ્રેણીના મુસલમાનો તથા તેવાજ સરકારી કર્મચારીઓ સાથે જરા કઠોરતા પૂર્વક વ્યવહાર કરવા લાગશે તો નક્કી મુસલમાનોનો દિમાગ ઠેકાણે આવી જશે. હું આશા રાખું છું કે જે મિત્ર ભાવથી હું નિઝામ સરકારને ચેતવણી આપુ છું તેને તેજ મિત્રભાવથી તેઓ ગ્રહણ કરશે.

**દિલ્હીના શિવમંદિરનો સત્યાગ્રહ**

હિંદુઓએ દિલ્હીના શિવમંદિર માટે જે અદ્‌ભુત રીતે સત્યાગ્રહ જારી રાખ્યો છે તેના તરફ પણ આખાય ભારતવર્ષે પોતાની

શ્રદ્ધાજંલિ સમર્પિત કરવી જોઇએ. એનાથી પણ એ ચેતવણી મળે છે કે હિંદુ વિરોધી આક્રમણ વિરુદ્ધ કોંગ્રેસ હિંદુ–હિતોની રક્ષા કરતી નથી અને કરશે પણ નહિ. પરંતુ દિલ્હીના હિંદુ-મતદાતાઓ કેવળ એવા હિંદુઓને હિંદુ સંઘટનની ટીકીટ ઉપર પોતાનું પ્રતિનિધિત્વ કરવા માટે મોકલી આપે કે જે હિંદુઓ કોંગ્રેસ ટીકીટના ગુલામ બન્યા નથી અને જેઓ હિંદુ–હિતોની રક્ષાની પ્રતિજ્ઞા કરે. જે અખિલ હિંદુત્વની ભાવના આ આંદોલનથી જાગૃત થઇ છે તે સાચા શિવ કલ્યાણના રૂપમાં પરિણત થશે. જે સ્થાન ઉપર એક નાનકડું માટીનું ઝુંપડું બન્યું હતું અને જેને ઘણી જ જબરજસ્તીથી નષ્ટ કરી નાખવામાં આવ્યું છે ત્યાં હવે મને મારી માનસિક દૃષ્ટિથી એવું માલમ પડે છે કે આગામી ૧૦ વરસમાં એક શિવાલય બનશે કે જેનાં દર્શન અને પૂજન માટે હજારો યાત્રીઓ એકત્ર થશે. આ વરસે ખાનગાંમ, મહુ, ભાગલપુર અને બીજાં કેટલાંએ સ્થાનોમાં હિંદુઓએ સફળતા પૂર્વક પોતાના ન્યાયોચિત અધિકારો માટે સામનો કર્યો છે એ બાબતો પણ ઘણી જ મહત્વ પૂર્ણ છે અને એ વાત તો પ્રમાણ આપી રહી છે. કે હિંદુ જનતા હવે હિંદુમહાસભાના નેતૃત્વમાં સંઘટિત થઇ પોતાનો અધિકાર જાણવા લાગી છે. પણ મારે એ ઘટનાઓના વિશેષ વિવરણમાં પડી મારા પોતાના ભાષણના મુખ્ય વિષયને ભૂલવો ન જોઇએ. મેં પહેલેથી જ કહ્યું છે કે આપણે હિંદુમહાસભાના મૌલિક સિદ્ધાંતો અને વ્યાપક કાર્યક્રમનાં તે સ્વરૂપોનો વિચાર કરવો છે કે હવે આગામી બે વરસ સુધી આપણે આપણી બધી શકિત અને બધું ધ્યાન લગાવવું જોઇએ.

## [ ૩ ]

## હિંદુ આંદોલનમાં કેટલાક મૌલિક સિદ્ધાંતો અને અભિપ્રાય

અમને એ જોઇ આનંદ અને ઉત્સાહ થાય છે કે જે માણસો શરૂઆતથી જ કોંગ્રેસની વર્તમાન મિથ્યા રાષ્ટ્રીયતાના આદર્શમાં

ઉછર્યા છે અને એને પરિણામે જેઓનું માનસ હિન્દુત્વની કોઇ પણ બાબત સ્વીકારવામાં પક્ષપાત કરતું હતું અને હિન્દુ શબ્દને જ અંધવિશ્વાસ, સમયથી વિપરીત તથા પ્રગતિશીલ દેશભક્તોને સ્વીકારવા અયોગ્ય સમજતા હતા. આજ તેજ માણસોમાં એ સત્ય જાણવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે, કે હિન્દુસભા શું છે? એની નીતિ શું છે? અને એનો કાર્યક્રમ શો છે? એને માટે સ્વર્ગવાસી તેરસી જેવી મહાન્ વ્યક્તિનું ઉદાહરણ પર્યાપ્ત થશે. એનો સ્વર્ગવાસ બે માસ પહેલાં મુંબઇમાંજ થયો છે અને એને માટે આખી મુંબઇ નગરીએ શોક પ્રકટ કર્યો હતો. એના સંબંધમાં કહેવામાં આવતું હતું કે એ મુંબઇની દસ વ્યક્તિઓમાંના એક હતા કે જેઓ યુક્તિવાદમાં જ વિશ્વાસ રાખતા હતા અને સૌથી વધારે કોંગ્રેસવાદી હતા. જ્યારે મેં એમને હિન્દુસંગઠનનો આદર્શ સમજાવ્યો કે જે મેં નાગપુરના અધિવેશનમાં મારા ભાષણમાં સમજાવ્યો હતો તો એમણે મારી સમક્ષ એ સ્વીકાર કર્યો હતો કે જે યુક્તિવાદથી હું હિન્દુસંગઠનને મૂર્ખતાપૂર્ણ અને અંધવિશ્વાસ સમજતો હતો તે યુક્તિવાદ જ અંધવિશ્વાસ અને મૂર્ખતાપૂર્ણ હતો. તેઓ અમારા હિન્દુસંગઠનના દળમાં સંમિલિત થયા એટલું જ નહિ પણ મુંબઇ પ્રાન્તીય હિન્દુમહાસભાના સભાપતિ થવા પણ એમણે સ્વીકાર્યું હતું. મને મારા દેશવ્યાપી પરિભ્રમણમાં એવી હજારો વ્યક્તિઓ મળી છે કે જે હિન્દુવિચાર-પ્રવાહનું નામ સાંભળતાંજ વિરોધ કરવા લાગી જાય છે પણ જ્યારે એને બીજીવાર પ્રબળ યુક્તિઓથી સમજાવવામાં આવે છે ત્યારે તે ચકિત થઇ આંખો ચોળવા માંડે છે અને જાણે કે તેઓ સંદેહમાં પડી ગયા હોય એમ લાગે છે. એમાંથી અડધા તો તેજ વખતે સમજી જાય છે અને અડધાને ત્રીજી વખત સમજાવવાથી બીલકુલ માની જાય છે. અત્યારે સમસ્ત ભારતવર્ષમાં એ ઉત્સુકતા જણાય છે કે હિન્દુમહાસભા, એનો ઉદ્દેશ અને એના તાત્કાલિક કાર્યક્રમના

વિષયમાં કંઇક જાણવું જોઇએ. વિદેશમાંથી પણ એવી માગણીઓ થયા કરે છે. આજ કારણથી મેં હિંદુસંઘટનના મુખ્ય મુખ્ય સિદ્ધાંત, એનો અભિપ્રાય કે જેના આધાર ઉપર આ આંદોલન ચાલી રહ્યું છે, એની વ્યાપક નીતિ અને એના તાત્કાલિક કાર્યક્રમની કેટલીક પ્રમુખ વાતોનું વિસ્તારપૂર્વક વર્ણન કરવા ઇચ્છયું છે. આ અમારા પક્ષનું સમર્થન કરવા માટે પ્રબલ વક્તવ્ય થશે અને ભવિષ્યમાં એના આધાર ઉપર ધારાસભાઓમાં સંગઠિત થઇ હિન્દુદલ તરફથી વિજ્ઞપ્તિના રૂપમાં પણ કામ લઇ શકાશે, તથા હિન્દુસંઘટનના કાર્યકર્તા, અને પ્રચારક તથા સમાચાર પત્રમાં લખનારાઓ માટે પણ આ એક નાનીશી માર્ગદર્શિકાનું કામ આપી શકશે. એમાં કેટલીક પુનરાવૃત્તિ થઈ શકવા સંભવ છે પણ વ્યાપક રૂપે માણસોની મનોવૃત્તિને વાંછિત સાંચામાં ઢાળવા માટે સત્ય અથવા અસત્યને વારંવાર બતાવવું એનો જ માત્ર ઉપાય છે. જ્યાં સુધી અસત્યે પ્રચારના ક્ષેત્રમાં પોતાનો અધિકાર જમાવી રાખ્યો છે અને તેને ચુપ કરવા તેટલી વાર બોલવું પડશે કે જેટલી વાર અસત્યને બોલવામાં આવે છે.

હિન્દુસંઘટન આંદોલનના નિમ્ન લિખિત કેટલાક મૌલિક સિદ્ધાંતો છે.

**क.** જે વ્યક્તિ ભારતભૂમિને સિન્ધુ નદીથી લઇ સમુદ્ર સુધી પિતૃભૂમિ અને પુણ્યભૂમિ માનશેઃ–અર્થાત્ પોતાના ધર્મનું ઉદ્‌ગમ સ્થાન અથવા પોતાના સંપ્રદાયને પોષણ કરનાર માનશે તે હિંદુ છે.

આ વ્યાખ્યા પ્રમાણે વૈદિક ધર્મ, સનાતન ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, લિંગાયત ધર્મ, સિખ ધર્મ, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, દેવસમાજી, પ્રાર્થના સમાજ અને બીજા એવા ધર્મો કે જે ભારતમાં ઉત્પન્ન થયા છે એ બધા ધર્મના અનુયાયી હિન્દુ છે અને વ્યાપક હિન્દુજાતિના અંગ છે.

આ દેશના આદિ નિવાસી અને પહાડી લોકો બધા હિન્દુઓ છે કારણ કે ભારતવર્ષ જ એની પિતૃભૂમિ તથા પુણ્યભૂમિ છે પછી એનો ધર્મ તથા પૂજા કરવાની વિધિ ભલે ગમે તે હોય.

ઉપરની વ્યાખ્યા સરકારે સ્વીકારી લેવી જોઇએ અને અખિલ હિન્દુત્વની તપાસ કરવા માટે આગામી મનુષ્ય ગણના માટે હિન્દુઓની સંખ્યા આ પ્રકારે જ ગણવી જોઈએ. આ પરિભાષા નીચે બતાવેલા સંસ્કૃત શ્લોકથી સ્પષ્ટ થઇ જાય છે.

**आसिंधु सिंधुपर्यन्ता यस्य भारतभूमिका।**
**पितृभूः पुण्यभूश्चैव स वै हिन्दुरिति स्मृतः॥**

૨. કેટલાક વિદેશી લેખકોએ દુષ્ટતાથી એવો ભ્રમ ઉત્પન્ન કરી દીધો હતો કે હિંદુ શબ્દ ભારતનો નથી એ તો મુસલમાનોના સમયમાં વ્યવહારમાં આવ્યો છે. **હિંદુ શબ્દ વિદેશી નથી અને એનો સંબંધ મુસલમાનોના ભારતમાં આવ્યાની સાથે નથી.** કેટલાક સમય સુધી આપણી આ ભૂમિને તથા અહીંના નિવાસીઓને 'સિંધુ' કહેવામાં આવતા હતા. વૈદિક ઋષિઓએ પણ સિંધુ શબ્દનો વ્યવહાર કર્યો છે. એ બાબતની સત્યતા આ વૈદિક મંત્રથી સિદ્ધ થઇ જાય છે.

**आ ऋक्षादंहसोमुचद् यो वार्यात् सप्तासिंधुषु।**
**वधर्दासस्य तुविनृम्ण नीनमः।** ઋગ્વેદ. ૬-૯ ૬૪

મુસલમાનોના પેગંબર મહમદ સાહેબ ઉત્પન્ન થયા પૂર્વે હજારો વર્ષ પહેલાં બેબીલોન-નિવાસી આપણને "સિંધુ" કહ્યા કરતા હતા અને પારસીઓના ધર્મગ્રંથ ઝંદાવસ્થામાં આપણને હિંદુ નામથી સંબોધવામાં આવ્યા છે. આજ સુધી પણ આપણો એક પ્રાંત કે જે સિંધુ નદીની બીજી તરફ વસેલો છે તે આપણી પ્રાચીન ભૂમિ અને એના નિવાસીઓના નામથી

બનાવ્યો છે. આજે પણ આપણે એને સિંધુ દેશ કહીએ છીએ. અને એ પ્રાંતના નિવાસીઓને 'સિંધુ' (સિંધી) કહીએ છીએ. આધુનિક પ્રાકૃત ભાષામાં "સ" અક્ષરને "હ" કહી દેવામાં આવ્યો છે. ઉદાહરણને માટે સંસ્કૃત ભાષાનો 'કેસની' તથા 'કૃષ્ણ' શબ્દને પ્રાકૃત ભાષામાં 'કેહની' અને "કાન્હ" કરી દેવામાં આવ્યા છે. એજ પ્રમાણે સિંધુ શબ્દને પણ પ્રાકૃત ભાષામાં' હિંદુ' કરી દેવામાં આવ્યો છે. જે લોકો આ બાબતમાં વધારે સમજવા માગતા હોય તેમણે મારૂં લખેલું "હિંદુત્વ" નામક પુસ્તક વાંચવું જોઇએ.

**ग. હિંદુઇઝમ (હિંદુધર્મ) હિંદુત્વ અને હિંદુડમ** હિંદુસંગઠનના આંદોલનની વિચારધારાનું વિશદ વિવેચન કરવા માટે એ અત્યંત જરૂરી છે કે આ શબ્દોના અર્થો ઠીક ઠીક સમજી લેવા. અંગ્રેજીમાં 'હિંદુ' શબ્દથી "હિંદુઇઝમ" અર્થાત્ 'હિંદુધર્મ' લેવામાં આવ્યો છે. એનો અર્થ તે ધાર્મિક સંપ્રદાયો સાથે છે કે જેનું પાલન હિંદુલોકો કરે છે. બીજો શબ્દ 'હિદુત્વ' છે એનો અર્થ ઘણો વિસ્તૃત છે અને તે કેવળ ધર્મનો બોધક નથી. હિદુત્વ શબ્દના અર્થનો પ્રભાવ સંસ્કૃતિ, ભાષા અને રાજનીતિ પર છે. અધિકાંશ અને અલ્પાંશમાં આ 'હિંદુ વ્યવસ્થા'નો સમાનાર્થક છે. ત્રીજો શબ્દ 'હિંદુડમ' છે એનો અર્થ સમુદાય રૂપથી સમસ્ત હિંદુ એવો થાય છે. આ હિંદુસંસારનો સમૂહ વાચક શબ્દ એવી રીતનો છે કે જેવી રીતે ઇસ્લામ શબ્દથી આખા સંસારના બધા મુસલમાનોનો બોધ થાય છે.

**घ. અમે હિંદુઓ સ્વયં એક રાષ્ટ્ર છીએ:** નાગપુરના ગત હિંદુ મહાસભાના અધિવેશનના સભાપતિના સ્થાન ઉપરથી આધુનિક રાજનીતિમાં મેં સૌથી પહેલાં ઘણી જ દ્રઢતાથી એ વાત કહી હતી કે કોંગ્રેસની વિચારધારા શરૂઆતથી જ ભ્રષ્ટ છે. કારણ કે એની કલ્પના છે કે રાષ્ટ્ર હોવાને માટે પ્રાદેશિક એકતા

જ એક માત્ર રાષ્ટ્રીયતાનું અંગ છે અને તે જરૂર હોવું જોઇએ. આ પ્રાદેશિક રાષ્ટ્રીયતાની ધારણા યૂરોપની છે અને ત્યાંથી જ ભારતમાં આવી છે. આ ધારણાને યૂરોપમાં જ ભયંકર આઘાત પહોંચ્યો છે. અને યુરોપમાં જે વર્તમાન યુદ્ધ થઇ રહ્યું છે તે મારા કથનને સર્વાંશમાં ઠીક બતાવી રહ્યું છે કે જે કથન મેં આ સિદ્ધાંતના ખંડન વખતે કર્યું હતું. જેમાં પરસ્પર એક બીજાના સ્નેહ બંધનમાં બાંધનારી સાર્વલૌકિક ભાવનાનો અભાવ હતો છતાં પ્રાદેશિક રૂપથી રાષ્ટ્રિય વ્યવસ્થા કરી બેઠાં હતાં તે બધાં રાષ્ટ્રો આજે ગંજીપાના પાનાના ઘરની માફક ડગુમગુ થઇ નષ્ટભ્રષ્ટ થઇ રહ્યાં છે. પોલાંડ અને ઝેકોસ્લોવેકીયાનું ઉદાહરણ આપણે માટે અફર ચેતવણીના રૂપમાં છે, કે જે લોકોનો પરસ્પર સાંસ્કૃતિક, જાતીય અને ઐતિહાસિક કોઇ સંબંધ નથી અને એને લીધે એમની ઇચ્છા એક રાષ્ટ્રના રૂપે બનવાની નથી એવા લોકોની ખીચડી કરી એક રાષ્ટ્ર બનાવવાનો પ્રયત્ન એટલા માટે કરવો કે એ લોકો એક દેશમાં રહે છે એ ભારેમાં ભારે ધોખો છે. એવા પ્રકારની સંધિથી જે રાષ્ટ્ર બને છે તે પહેલે જ ધડાકે છિન્ન ભિન્ન થઇ જાય છે. એનું ઉદાહરણ પ્રત્યક્ષ છે. જર્મન લોકો જર્મનોમાં મળી ગયા. રૂસી લોકો રૂસમાં મળી ગયા. જેક લોકો જેકોમાં મળી ગયા અને પોલ્સ લોકો પોલ્સમાં મળી ગયા. એનાથી એ સિદ્ધ થાય છે કે સાંસ્કૃતિક, ભાષિક, ઐતિહાસિક તથા એવા બીજા સજીવ સબંધો કેવળ પ્રાદેશિક સંબંધ કરતાં ઘણા જ વધારે બળવાન હોય છે. યુરોપમાં ગઇ ત્રણ ચાર શતાબ્દીઓમાં કેવળ તેજ રાષ્ટ્રો હજી સુધી પોતાની રાષ્ટ્રીય એકતા અને નામને સ્થિર રાખી શકયાં છે કે જેમણે પ્રાદેશિક એકતા સિવાય જાતીય, ભાષીય અને સાંસ્કૃતિ જેવા સજીવ સંબધોને કાયમ રાખ્યા છે. પરિણામ સ્વરૂપ તે બધાની ઇચ્છા એક રાષ્ટ્ર હોવાની રહી છે. ઉદાહરણ તરીકે ઇંગ્લાંડ ફ્રાન્સ, જર્મની, ઇટલી, પોર્ચુગાલ આદિ

રાષ્ટ્રો છે. રાષ્ટ્રિય સમાન જાતીયતાનો એ અર્થ છે કે એવા લોકોનું રાષ્ટ્ર બને છે કે જેઓ બીજા લોકોથી વ્યાપક રૂપે બીલકુલ ભિન્ન છે.

આપણે હિંદુઓમાં આપસ આપસમાં એક હજાર ભેદો છતાં ધાર્મિક, સાંસ્કૃતિક, ઐતિહાસિક, જાતીય તથા અન્ય સંબંધોથી એવા ગુંથાયેલા છીએ કે અહિંદુઓની સમક્ષ સમાન જાતિના થઇ શકીએ છીએ. ઉદાહરણને માટે જેમકે અંગ્રેજ, જાપાની અને ભારતીય મુસલમાન. આજ કારણને લીધે આપણે હિંદુઓ કે જે કાશ્મીરથી મદ્રાસ સુધી અને સિંધથી આસામ સુધીમાં નિવાસ કરીએ છીએ એ બધા સ્વતઃ એક રાષ્ટ્ર બની જઇશું બીજી તરફ ભારતીય મુસલમાનો વ્યાપક રૂપથી પોતાનો સંબંધ પોતાના આંગણામાં રહેનારા હિંદુઓ સાથે રાખવા કરતાં બહારના મુસલમાનો સાથે રાખવા વધારે પ્રયત્નશીલ છે જેમકે જર્મનીમાં યહુદીઓ કરે છે.

કેટલાક સરલ સ્વભાવવાળા હિંદુ ભાઇઓ એમ સમજી પ્રસન્ન થાય છે અને નિરાશામાં પણ આશાની ઝલક જુએ છે કે ભારતવર્ષમાં અધિકાંશ મુસલમાનો અમારી જાતના છે. આપણીજ ભાષા બોલે છે. આપણાજ જીવનકાળમાં આપણાથી જુદા પડી મુસલમાન થઇ ગયા છે એને જો સમજાવવામાં આવે અને બતાવી દેવામાં આવે કે તમે અમારા શરીરનાંજ અંગ છે, અમારા શરીરનું જ લોહી તમારા શરીરમાં વહે છે તો તેઓ આ સમાનજાતીય રાષ્ટ્રમાં સંમીલિત થઇ જશે અને હિંદુઓ સાથે પોતાનો શોણિત-સંબંધ પણ કરવા લાગશે. પરંતુ મને એ ભોળા માણસોની દયા આવે છે. જાણે કે મુસલમાનો એ બધું ન જાણતા હોય! પણ ખરી વાત એ છે કે ભારતીય મુસલમાન એ બધા સંબંધોને સારી પેઠે જાણે છે. ફરક માત્ર એટલોજ છે કે હિંદુઓ તે બધા સંબંધો સાથે પ્રેમ કરે છે કે જે

સંબંધો હિંદુઓમાં આપસ આપસમાં છે અને તેઓ હિંદુઓ સાથે રહેવામાં પોતાનું ગૌરવ અને અભિમાન સમજે છે જ્યારે બીજી તરફ મુસલમાનો એ બધા સંબંધો તરફ સૂગ બતાવે છે અને તે સંબધોને પોતાની સ્મૃતિમાંથી અદશ્ય કરવા મથે છે. કેટલાક ભારતીય મુસલમાનોએતો એવી વાર્તાઓ બનાવી કાઢી પોતાના વંશનો સંબંધ અરબ અને તુર્કી સાથે જોડી દીધો છે. તે લોકો પોતાને માટે એક એવી ભાષા બનાવવા યત્ન કરી રહ્યા છે કે જેમાં અરબીના જેટલા શબ્દ ભરી શકાય એટલા ભરી દેવા માગે છે. એ લોકો એવો પણ પ્રયત્ન કરી રહ્યા છે કે જે મુસ્લીમ પરિવારોમાં હજી સુધી હિંદુ નામ ચાલ્યાં આવે છે, ઉદાહરણ તરીકે "ટમ્બે" "મોડક" ઇત્યાદિ. આ બધાના સ્થાનમાં હવે તે અરબી નામ રાખવા માગે છે. ભારતના કેટલાયે ભાગોમાં દાખલા તરીકે કોકણ આદિ પ્રદેશોમાં હજી સુધી એવાં નામો મળે છે પણ હવે તે યત્નશીલ બન્યા છે કે જેનાથી જરાપણ હિંદુઓ સાથે સંબંધ જણાય તો તે બધો મટાવી દેવો. એનો ધર્મ અને ધર્મગત પરંપરા પણ એના હૃદયમાં એવો ભાવ પ્રગટ કરે છે કે હિંદુસ્થાન દાર-ઉલ-ઇસ્લામ તેનો દેશ નથી અને ત્યાંસુધી થઇ પણ શકે નહિ કે જ્યાંસુધી હિંદુ-કાફીરોને મુસલમાન બનાવી લેવામાં આવે અથવા એમને ગુલામ બનાવી લેવામાં આવે અથવા કોઇ મુસલમાન બાદશાહ એની પાસેથી જજીયા વેરો લે. 'હિંદુસ્થાન' શબ્દ જ એના નાકમાં ખજવાળ ઉત્પન્ન કરે છે. હું અહીં એ બધી બાબતો કોઈ નિંદાની દષ્ટિથી અથવા ઔચિત્ય બતાવવા માટે લખતો નથી. હું તો કેવળ સત્ય હકીકત લખી રહ્યો છું કે જેનો કોઇપણ મુસલમાન સાચા હૃદયથી વિરોધ કરી શકે નહિ. મુસલમાનોનો બુદ્ધિપૂર્વક એ ઉદ્દેશ છે કે તેઓ ભારતવર્ષમાં પોતાનુ રાષ્ટ્ર બનાવે અને હિંદુઓ સાથે પોતાનો કોઇપણ સમાજરૂપથી સંબંધ ન રાખે. આટલી બાબ-

તેથી સરળ હિંદુઓને સમજાઈ જવું જોઈએ કે ભારતીય મુસલમાનો હિંદુઓ સાથે મળી એક રાષ્ટ્ર બનાવવાનો સ્વીકાર કરતા નથી. આ કારણથી હિંદુઓ એકલા જ રહી જાય છે. આમ તો હિંદુ સ્વતઃ એક રાષ્ટ્ર છે જ.

(ક) **"ભારતીય પ્રાદેશિક અથવા બહારનો કોઈપણ પ્રાદેશિક અહિંદુઓનું જ્યાં પ્રભુત્વ સ્થાપિત ન હોય એવું જે હિંદુઓનું સ્વત્વ અને હિંદુત્વ હોવું, એવું જે રાજ્ય તેજ હિંદુઓને માટે સ્વરાજ્ય છે."** કેટલાક અંગ્રેજો અહીંઆં પ્રાદેશિક રૂપથી રહે છે અને ભવિષ્યમાં પણ પ્રાદેશિક રૂપે ઉત્પન્ન થતા રહેશે. શું એ એંગ્લો-ઈંડિયન લોકોનું આધિપત્ય અથવા પ્રભુત્વ હિદુઓને માટે સ્વરાજ્ય હોઈ શકે? ઔરંગજેબ અને ટીપુ ભારતમાં જ ઉત્પન્ન થયા હતા એટલું જ નહીં પણ એમની માતાઓ પણ હિન્દુઓમાંથી બનાવવામાં આવી હતી. શું એનો અર્થ એ થઈ શકે છે કે ઔરંગજેબ અને ટીપુનું રાજ્ય હિન્દુઓને માટે સ્વરાજ્ય હતું? કદાપિ નહિ. જો કે તેઓ પ્રાદેશિક રૂપથી ભારતમાં જ ઉત્પન્ન થયા હતા પરંતુ તેઓ હિન્દુ-ડમના સૌથી વધારે ભયંકર શત્રુઓ પ્રમાણિત થયા. માટે જ મહારાજ શિવાજી, ગુરૂગોવિન્દસિંહ, મહારાણા પ્રતાપ મુસલમાનોના આધિપત્ય વિરૂદ્ધ ઘોર સંગ્રામ કરી દેશમાં હિન્દુરાજ્ય સ્થાપિત કરવા માટે યુદ્ધ કરતા રહ્યા.

માટે જ વર્તમાન સ્થિતિમાં પણ ભારતીય રાષ્ટ્રીય રાજ્યનો પણ અર્થ આ પ્રમાણે છે કે અલ્પસંખ્યક મુસલમાનો સાથે સમાન નાગરિકોનો વ્યવહાર રહેશે અને તેઓ પોતાની સખ્યાના પ્રમાણમાં બરાબર નાગરિક અધિકાર અને સુરક્ષા પ્રાપ્ત કરી શકશે. બહુસંખ્યક હિન્દુઓ કોઈ પણ અલ્પસંખ્યક અહિન્દુઓના ન્યાયોચિત અધિકારોનું અપહરણ કરશે નહિ. કોઈ પણ પ્રજાતંત્ર

ન્યાયોચિત વિધાનને અનુસરી બહુસંખ્યક હિન્દુઓ પોતાના બહુમતનો અધિકાર છોડી શકશે નહિ. વિશેષ કરીને અલ્પસંખ્યક મુસલમાનોએ અલ્પ સંખ્યામાં રહી હિન્દુઓ ઉપર કોઇ પણ જાતનો ઉપકાર કર્યો નથી. માટે એમણે પોતાના દરજ્જામાં રહી સંખ્યાના અનુપાતથી ન્યાયોચિત નાગરિક અને રાજનીતિક અધિકાર લઇ સંતુષ્ટ રહેવું જોઇએ. જો અલ્પસંખ્યક મુસલમાનોને એ અધિકાર આપવામાં આવે કે બહુ સંખ્યક હિન્દુઓના ન્યાયોચિત અધિકારો રદ કરવા અને એને 'સ્વરાજ્ય' કહેવું તો તે ઘણું જ અનર્થકારી થશે. એક માલિકના સ્થાનમાં બીજો માલિક થઇ જાય એવું હિન્દુઓ ચાહતા નથી. એડવર્ડના સ્થાનમાં ઔરંગઝેબ આવી જાય એને માટે હિન્દુઓ લડતા નથી, ભલે પછી ઔરંગઝેબ હિન્દુસ્થાનમાં જન્મ્યો હોય. પણ હિન્દુઓ તો હવે એ ચાહે છે કે તેઓ પોતાના દેશના પોતેજ માલિક બને.

( ગ ) ઉપલા કારણને લીધે આપણા દેશનું નામ "હિંદુસ્થાન" રહેવું જોઇએ. બીજાં નામો જેવાં કે ઇન્ડિઆ, હિન્દ ઇત્યાદિ પણ સિન્ધુ શબ્દથી ઉત્પન્ન થયા છે, માટે એ શબ્દોનો પણ વ્યવહાર કરી શકાય છે પણ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે એ શબ્દો પણ એજ ભાવને પ્રકટ કરે છે કે આ દેશ હિન્દુઓનું નિવાસસ્થાન છે. અને હિન્દુઓનું રાષ્ટ્ર છે. આર્યાવર્ત, ભારતભૂમિ તથા એવાં બીજાં નામ આપણી માતૃભૂમિના પ્રાચીન નામો આપણને અધિક પ્રિય છે. એ નામો આપણા સુસંસ્કૃત લોકોને વધારે પ્રિય થઇ પડશે. ભારત ભૂમિને હિન્દુસ્થાન જ કહેવામાં આવે એવા અમારા આગ્રહમાં ભારતના અહિંદુઓનું કોઇ પણ જાતનું અપમાન નથી. અમારા પારસી ભાઇ તથા ભારતના ઇસાઇઓ પહેલેથી જ અમારી સંસ્કૃતિમાં અમારી સાથે છે. તેઓ દેશ ભક્ત પણ ઉચ્ચ કોટિના છે. પણ એંગ્લો ઇન્ડીયન આપણી સાથે ન્યાયોચિત બાબતોમાં પણ એક થઇ

મળવા માટે તૈયાર નથી. કેટલાક મુસલમાન લોકોનો મત છે કે હિન્દુ મુસલમાનોની એકતા થવી અશકય છે. પરંતુ મુસલમાનોએ યાદ રાખવું જોઇએ કે મુસલમાન કેવળ ભારતમાં જ રહેતા નથી. અને ભારતીય મુસલમાનો જ ઇસ્લામના સાચા વીર બાકી રહ્યા છે. એવું માની બેસવું યોગ્ય નથી. ચીનમાં કરોડો મુસલમાનો છે. ગ્રીસમાં, પેલેસ્ટાઇનમાં, હંગરીમાં અને પોલાંડમાં પણ હજારો મુસલમાનો છે અને એ દેશોના રાષ્ટ્રીય લોકો સાથે રહે છે. પરંતુ અલ્પસંખ્યક હોવાને કારણે એક જાતિના રૂપમાં તેઓ રહે છે તેથી તેઓએ કોઇ દિવસ પણ એવો દાવો કર્યો નથી કે એ દેશોનાં પ્રાચીન નામ બદલી નાંખવાં. એ દેશોનું તો તે દેશમાં બહુસંખ્યક જાતિના લોકોના રહેવાથી પડયું છે અને એ દેશ બહુ સંખ્યક લોકોના ઘર જેવું થઇ પડયું છે. પોલજાતિના લોકોનો દેશ પોલાંડ અને ગ્રીસીયન જાતિના લોકોનો દેશ ગ્રીસ કહેવાય છે. ત્યાં મુસલમાન લોકોએ પોતાનું અભિમાન કદીપણ પ્રકટ કર્યું નથી અથવા બતાવવાનું સાહસ પણ કરતા નથી. ત્યાં જયારે વખત પડે છે ત્યારે પોલિસ મુસલમાન, ગ્રીસીયન મુસલમાન અથવા ચીની મુસલમાન કહીને પૂર્ણ સંતોષ માને છે. એજ પ્રમાણે આપણા દેશના મુસલમાનો પણ પોતાને આ દેશના રાષ્ટ્રીય લોકોથી ભિન્ન કરવા માટે પોતાના ધાર્મિક અથવા સાંસ્કૃતિક અસ્તિત્વના સંબંધમાં કોઇપણ સમજુતી કર્યા વગર પોતાને હિન્દુસ્થાની મુસલમાન કહી શકે છે. અને મુસલમાનો જયારથી ભારતમાં આવ્યા છે ત્યારથી તેઓ પોતે સ્વયં પોતાને "હિન્દુ-સ્થાની" કહે જ છે.

આમ હોવા છતાં જો કોઇ મુસલમાનો આપણા દેશવાસીઓમાં 'હિન્દુસ્થાની મુસલમાન' નામને માટે આપત્તિ ઉઠાવે તો એવું કોઇ કારણ મળતું નથી કે આપણે હિન્દુઓ આપણા આત્મા વિરુદ્ધ એનાથી દબાઇ જઇએ. ઋગ્વેદના સમયથી લઇ આજ સુધી

આપણું રાષ્ટ્ર સિન્ધુથી હિન્દુ નામે પ્રસિદ્ધ રહ્યું છે. આપણુ હિન્દુઓએ એ રાષ્ટ્રિયતાને નષ્ટ ન થવા દેવી જોઇએ. અને રાષ્ટ્રિયતા તરફ વિશ્વાસઘાત પણ કરવો જોઇએ નહિ, કે, જે આપણી માતૃભૂમિ હિન્દુસ્થાનના નામથી પ્રસિદ્ધ છે. જેવી રીતે જર્મન લોકોની ભૂમિ જર્મની છે, અંગ્રેજોની ઇંગ્લાંડ ભૂમિ છે, તુર્કોનું તુર્કસ્થાન છે અને અફઘાનોનું અફઘાનિસ્તાન છે તેજ પ્રમાણે આપણે પણ પૃથ્વીના નકશામાં અવિનાશ્ય રૂપથી અંકિત કરી દેવું જોઇએ કે "હિન્દુસ્થાન" હિન્દુઓની ભૂમિ છે.

(છ) **અખિલ હિંદુત્વનો ધ્વજ:** 'કુંડલિની કૃપાણાંકિત' ગેરૂઆ રંગનો ધ્વજ હિન્દુ રાષ્ટ્રનો હોવો જોઇએ. ધ્વજના ઉપર **ओ३म्**, સ્વસ્તિક અને તલવારનું ચિન્હ હોવું જોઇએ. એ ચિન્હો આપણી હૃદયંગમ ભાવનાને વૈદિક કાળથી પ્રેરિત કરે છે. જે માણસોને આ ધ્વજની આંતરિક ભાવનાને જાણવા ઇચ્છા હોય અને જેઓને એ ચિન્હના ઉદ્દેશોને સમજવા ઇચ્છા હોય તેમણે મારી બનાવેલી 'પાન-હિન્દુ-ધ્વજ' નામની ચોપડી વાંચવી.

આ સંબંધમાં આટલું ભાર દઇ કહેવાની જરૂર છે કે આ સિવાય હિન્દુઓના બીજા ધ્વજો કે જે અખિલ હિન્દુત્વ વ્યંજક મૂળ ધ્વજના અંશો છે, ઉદાહરણ તરીકે સનાતની, શિખ, જૈન અને આર્ય વગેરે આ બધા ધ્વજોનો આદર હિન્દુભાઇઓએ પોતાના ધ્વજની માફક કરવો જોઇએ. કારણ કે એ બધા ધ્વજો અખિલ હિન્દુત્વની ભાવનાના વિભિન્ન પ્રદર્શકો છે.

આપણા આ ધ્વજનો અર્થ અહિન્દુ જાતિઓએ એવો ન સમજવો કે અમારો આ ધ્વજ બીજી અહિન્દુ જાતિના ધ્વજનો વિરોધ કરે છે. મુસલમાન પોતાની જાતિને પ્રકટ કરવા માટે પોતાના ધર્મનો અલગ ધ્વજ રાખી શકે છે. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે અમારા દેશના કોઇપણ દળના ધ્વજનો અમે આદર

કરીશું. પછી ભલે એ ધ્વજ ધાર્મિક હોય કે રાજકીય હોય. ભલે મુસ્લીમ લીગનો હોય કે કોંગ્રેસનો હોય. શરત એટલી કે એ લોકોએ પણ અમારા અખિલ હિન્દુત્વના ધ્વજનો આદર બરાબર કરવો અને વિરોધ કરવો નહિ. જ્યાંસુધી બીજા લોકો અમારા ધ્વજનો આદર કરશે ત્યાંસુધી અમે બરાબર બીજાના ધ્વજનો આદર કરીશું. પણ હિન્દુસમાજ અને હિન્દુડમનું પ્રતિનિધિત્વ તો કેવળ અખિલ હિન્દુત્વનો ધ્વજ જ કરશે.

**(ज) સંસ્કૃત અમારી દેવભાષા રહેશે:** સંસ્કૃતનિષ્ઠ હિન્દી કે જે સંસ્કૃતમાંથી બનાવવામાં આવી છે અને જેનું પોષણ સંસ્કૃતમાંથી થાય છે તે હિન્દી અમારી રાષ્ટ્રભાષા રહેશે. સંસ્કૃત ભાષા સંસારની બધી ભાષાઓ કરતાં વધારે સંસ્કૃત અને વધારે સંપન્ન છે, તથા અમ હિન્દુઓને માટે તો તે વધારે પવિત્ર પણ છે. અમારા ધર્મગ્રંથ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ સંસ્કૃત ભાષા સાથે વધારે મળેલાં છે અને અમ હિન્દુ જાતિનું એ વાસ્તવિક મસ્તિષ્ક છે. અમારી અધિકાંશ માતૃભાષાઓની એ જનની છે, એ ભાષાઓને એણે પોતાનું ધાવણ પાયું છે. હિન્દુઓની બધી ભાષાઓ સંસ્કૃત ભાષામાંથી નીકળી છે અથવા એમાં બીજી ભાષાઓ મેળવી બનાવવામાં આવી છે. એ બધી ત્યારેજ ઉન્નત અને સમૃદ્ધ થઇ શકે કે જ્યારે એ સંસ્કૃત ભાષાથી પોષિત કરવામાં આવે. એટલા માટે પ્રત્યેક હિન્દુ યુવકને પ્રાચીન ભાષાના પાઠ્યક્રમમાં સંસ્કૃત ભાષા અવશ્ય રૂપથી રહેવી જોઇએ.

હિન્દીને રાષ્ટ્રિય ભાષા તરીકે સ્વીકારવામાં અન્ય પ્રાંતની ભાષાઓનું અપમાન અથવા કોઇ ઇર્ષ્યાની ભાવના નથી. અમને અમારી પ્રાંતીય ભાષા સાથે હિન્દી જેટલો વિશેષ પ્રેમ છે. એ બધી ભાષાઓ પોતપોતાના ક્ષેત્રમાં ઉન્નતિ પામતી રહેશે. વાસ્તવમાં કેટલીક પ્રાંતીય ભાષાઓ હિન્દી ભાષાની અપેક્ષા સાહિત્યમાં

વધારે ઉન્નત અને વધારે સંપન્ન છે, છતાં પણ હિન્દી ભાષા અખિલ હિન્દુત્વની રાષ્ટ્રભાષા થવા માટે સર્વથા શ્રેષ્ઠ છે. એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે હિન્દીને રાષ્ટ્રભાષા વ્યવસ્થા માટે બનાવવામાં આવી નથી. મુસલમાન અને અંગ્રેજો આવ્યા તે પહેલાં બહુ કાળથી હિન્દીએ આખા હિન્દુસ્થાનમાં રાષ્ટ્રિય ભાષાનું સ્થાન ગ્રહણ કરી લીધું હતું. હિન્દુ તીર્થયાત્રી, વ્યાપારી અને યાત્રા કરનારા દેશના એક છેડાથી બીજા છેડા સુધી ઘુમતા રહેતા હતા. બંગાળથી સિન્ધુ સુધી અને કાશ્મીરથી રામેશ્વર સુધી તેઓ જતા આવતા હતા અને તેઓ પોતાનો મનોગત ભાવ હરેક સ્થાનમાં હિન્દીમાંજ વ્યક્ત કરતા હતા. જેવી રીતે સંસારના બુદ્ધિમાન્ હિન્દુઓની ભાષા સંસ્કૃત હતી તેજ રીતે ઓછામાં ઓછા એક હજાર વરસોથી સાધારણ હિન્દુઓની રાષ્ટ્રિય ભાષા હિન્દી રહી છે. તે સિવાય આજ પણ અમે જોઇએ છીએ કે ભારતમાં જેટલા લોકો હિન્દી સમજી શકે છે અને જેટલા લોકો હિન્દીને માતૃભાષાના રૂપમાં બોલે છે એટલી બીજી કોઈ પણ ભાષાને સમજી શકતા નથી તેમ બોલી પણ શકતા નથી. આ કારણથી હિન્દુ વિદ્યાર્થીને અનિવાર્ય નિયમ કરી દેવો જોઇએ કે સેકંડરી સ્કૂલોમાં હરેક વિદ્યાર્થીને પોતાની પ્રાંતીય ભાષાના શિક્ષણ સાથે હિન્દી પણ જરૂર ભણાવવી જોઇએ.

હિન્દીથી અમારો અભિપ્રાય 'સંસ્કૃતનિષ્ઠ' હિન્દીથી છે. ઉદાહરણને માટે **મહર્ષિ દયાનન્દ સરસ્વતીએ** જેવી હિન્દી પોતાના સત્યાર્થપ્રકાશમાં લખી છે તેવી હિન્દી. સત્યાર્થપ્રકાશની હિન્દી કેટલી બધી સરળ છે? એનામાં અનાવશ્યક રૂપથી એક પણ વિદેશી ભાષાનો શબ્દ નાખ્યો નથી અને વળી તેની સાથે પોતાની ભાવનાને કેટલી સુંદર રીતે વ્યક્ત કરી છે. **સ્વામી દયાનન્દ સરસ્વતી** એજ એક પહેલા હિન્દુ નેતા થયા છે કે જેણે સૌથી પહેલાં એ જાહેર કર્યું કે અખિલ હિન્દુત્વની રાષ્ટ્રભાષા હિન્દીજ

હોવી જોઇએ. અમારી 'સંસ્કૃતાનષ્ઠ' હિન્દીનો સંબંધ તે હિન્દુ-સ્થાની ભાષાની સાથે જરાપણ નથી કે જે વર્ધાની યોજના અનુસાર જબરદસ્તીથી બીજી ભાષાના શબ્દો ઠુંસી ઠુંસીને ભરવામાં આવ્યા છે. એ નીતિ ભાષાને દળદળમાં ફસાવવા બરાબર છે. આપણે એ નીતિના આંન્દોલનને દઢતાથી દબાવી દેવું જોઇએ. એટલું જ નહીં પણ આપણું એ પણ અનિવાર્ય કર્તવ્ય થઇ પડે છે કે આપણે આપણી પ્રાંતીય ભાષાઓમાંથી અને બોલ ચાલની ભાષામાંથી બધાય વિદેશી શબ્દો વીણી વીણીને કાઢી નાંખવા જોઇએ કે જે અંગ્રેજી અને અરબી છે. અમે અંગ્રેજી ભાષાના વિરોધી નથી. ઉલટો અમારો તો આગ્રહ છે કે અંગ્રેજી ભાષાની તો ઘણીજ અનિવાર્ય રીતે આવશ્યકતા છે અને વિશ્વ સાહિત્યમાં પ્રવેશ કરવા માટે એ એક પાસપોર્ટના રૂપમાં છે. પણ અમે અમારી દેશી ભાષામાં વગર જરૂરીયાતના વિદેશી ભાષાઓના વધતા જતા પ્રવાહને રોકયા વગર નહીં રહીએ. એને માટે અમે અમારા બંગાળી ભાઇઓને ધન્યવાદ આપ્યા વગર રહી શકતા નથી કે જેમણે પોતાની ભાષાને અનાવશ્યક વિદેશી શબ્દોથી બીલકુલ સ્વચ્છ રાખી છે. આપણી અન્ય પ્રાંતની ભાષાઓના સંબંધમાં એ વાત કહી શકાય એમ નથી.

**(ક્ષ) હિન્દુડમની રાષ્ટ્રિય લિપિ નાગરી થશે :** આપણી સંસ્કૃતિની વર્ણમાલા ધ્વનિની દષ્ટિથી સંસારમાં બધી વર્ણમાળાઓ કરતાં અધિક પરિપૂર્ણ છે અને આપણી ભારતીય લિપિઓએ એનું અનુકરણ પહેલેથીજ કરી રાખ્યું છે. નાગરી લિપિ એજ ક્રમમાં છે. હિન્દી પેઠે નાગરી લિપિ પણ આખા ભારત વર્ષમાં ગત ૨૦૦૦ બે હજાર વર્ષોથી સાહિત્યક લોકોમાં પ્રચલિત છે. એને 'શાસ્ત્રી લિપિ' નામથી પણ ઓળખાવાય છે. એ લિપિમાં આપણાં ધર્મશાસ્ત્રો લખવામાં આવ્યાં છે. થોડોક અહીંતહીં ફેરફાર કરવાથી આ લિપિ છપાઇ એટલા માટે રોમન લિપિની માફક

સરળ થઈ શકે છે. આવા પ્રકારનું લિપિસુધારનું આંદોલન મહારાષ્ટ્રમાં ગત ૨૦ વરસોથી પ્રચલિત છે. એને શ્રી. વૈદ્ય તથા બીજા લોકોએ પ્રચલિત કર્યું છે. ત્યારપછી મારી અધ્યક્ષતામાં એ કામ સંગઠિત રૂપમાં ચાલ્યું અને ક્રિયાત્મક રૂપથી એમાં અમને ઘણી સફળતા મળી. નાગરી લિપિને રાષ્ટ્રિય લિપિ બનાવવા માટે હું સમસ્ત પ્રાંતોના હિન્દુ પત્રોને જોરદાર અપીલ કરૂં છું કે તેઓ પોતાના પત્રોમાં ઓછામાં ઓછાં એક અથવા બે કોલમ પોતાની પ્રાંતીય ભાષાને નાગરી લિપિમાં પ્રકાશિત કર્યા કરે. આ વાત બધા લોકો જાણે છે કે જો ગુજરાતી અને બંગાલી ભાષા નાગરી લિપિમાં પ્રકાશિત થાય તો તેને બીજા પ્રાંતના માણસો પણ સમજી શકે. આખાય હિન્દુસ્થાનમાં એક ભાષા તુરતમાં કરી દેવી એ વિચાર અક્રિયાત્મક અને મૂર્ખતાપૂર્ણ છે. પરંતુ સમસ્ત હિન્દુડમમાં નાગરી લિપિ કરી દેવી એ બહુજ સરળ કામ છે, અને સંભવિત પણ છે. છતાં પણ એ વાત તો ધ્યાનમાં રાખવી જોઇએ કે વિભિન્ન પ્રાંતોમાં હિન્દુઓના ધર્મગ્રંથ વિભિન્ન હિન્દુ લિપિઓમાં લખવામાં આવ્યા છે અને તે પ્રચલિત પણ છે, માટે એ લિપિઓનું પોતાનું ભવિષ્ય છે અને નાગરી લિપિ સાથે એની ઉન્નતિ પણ થવી જોઇએ. અત્યારે તો એ જરૂરી બાબત છે કે સમસ્ત હિન્દુ વિદ્યાર્થીઓને હિન્દી ભાષા સાથે નાગરી લિપિનું અનિવાર્યરૂપે શિક્ષણ આપવું જોઇએ.

કોંગ્રેસના પહેલાના બે પ્રમુખોએ રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલિપિની સમસ્યાને કેવી ઉકેલવી એ માટેનો જે યત્ન કર્યો હતો તેનું વર્ણન આપવું આપને રોચક થઇ પડશે એમ સમજી અહીં એનો થોડોક ઉલ્લેખ કરવામાં આવે છે. મૌલાના અબુલ કલામ આઝાદ કહે છે કે રાષ્ટ્રિય ભાષા હિન્દુસ્થાની એવી હોવી જોઇએ કે જે ઉર્દુની સાથે સમાનતા ધરાવે. પરંતુ પંડિત જવાહરલાલ નેહરૂ એનાથી આગળ વધી કહે છે કે રાષ્ટ્રભાષા અલીગઢ સ્કૂલની

અથવા ઉસ્માનીયા યુનીવર્સીટીની હોવી જોઇએ. તેજ ૨૮ કરોડ હિન્દુઓને માટે પણ બધાથી વધારે ઉપયોગી થશે. દેશ–ગૌરવ શ્રી સુભાષબાબુ પોતાના પૂર્વાધિકારી પં. જવાહરલાલ નેહરૂ કરતાં બુદ્ધિમત્તામાં આગળ વધી જઇ બાજી જીતી ગયા જણાય છે. તેઓ કોંગ્રેસના સભાપતિ પદ ઉપર કહે છે કે ભારતને માટે સૌથી વધારે ઉપયોગી લિપિ રોમન લિપિ થઇ શકશે. આ પ્રમાણે કોંગ્રેસની વિચારધારા રાષ્ટ્રિય બાબતોનો વિચાર કરે છે. આ કેટલી ક્રિયાત્મક થઇ શકશે એ સંબંધે જેટલું ઓછું કહેવાય તેટલુંજ સારૂં છે. આપનાં 'વસુમતિ' 'આનંદ બજાર' પત્રિકાઓ અને બીજાં બધાં બંગાળી પત્રો હવેથી દરરોજ રોમન લિપિમાં પ્રકાશિત થશે. આ નવી લિપિમાં **वन्दे मातरम्** આ પ્રમાણે લખવામાં આવશે.

"ટોમારા પ્રટિમા ઘડિબે મંડિરે મંડિરે' અને પછી ગીતા તો કેવા સુંદર સ્વરૂપમાં લખવામાં આવશે.

"ઢર્મ ક્ષેટ્રે કુરુક્ષેટ્રે શમ્વેટા યુયુટવા" બસ આ પ્રમાણે સમજી લ્યો. એ ઠીક છે કે મુસ્તફા કમાલ પાશાએ એરેબિક લિપિને છાપવા માટે અયોગ્ય સમજી તેના સ્થાનમાં રોમન લિપિનો સ્વીકાર કર્યો. પરંતુ એ બાબતથી આપણા એ ભારતીય મુસલમાનોએ પાઠ શીખવો જોઇએ કે જેઓ ભારતમાં ઉર્દૂ લિપિનો (કે જે અરબી લિપિ સમાન છે) અમ હિન્દુઓ ઉપર એમ કહી જબરજસ્તી બેસાડ઼ ઇચ્છે છે કે આ લિપિ આધુનિક રૂપની છે અને એનો હિન્દુઓ સાથે કોઇ સંબંધ નથી. કમાલ પાશાને એટલા માટે રોમન લિપિનો આશ્રય લેવો પડયો હતો કે એની પોતાની લિપિ આના (રોમન લિપિ) કરતાં વધારે સારી ન હતી. અંદામાન દ્વીપમાં ત્યાંના નિવાસીઓ કોડીઓનો હાર બનાવી પહેરે છે એટલા માટે શું ધનિક કુબેરોએ પણ કોડીઓનો હાર પહેરવો જોઇએ? અમારો આ પ્રસ્તાવ એ હઠી

અને આશાવાદી લોકોએ જરાપણ અક્રિયાત્મક સમજવો ન જોઇએ કે જેઓ ઉર્દુને રાષ્ટ્રભાષા બનાવવાની કલ્પના કરી એમ સમજે છે કે મરાઠા ઉર્દુ ભણશે અને આર્યસમાજના ગુરુકુળોમાં વેદોને રોમન લિપિમાં ભણાવવામાં આવશે.

**(ज) હિંદુ મહાસભા હિંદુડમની રાષ્ટ્રીય સંસ્થા છે :** મને એ વાત જણાઇ આવી છે કે ઘણાક અંગ્રેજી શિક્ષિત લોકો હિંદુ મહાસભામાં સંમીલિત થતા નથી અને ભારતના રાજનીતિક સંબંધ તથા વ્યાપક રૂપથી ભારતના બહારના લોકો પણ હિંદુ મહાસભા તરફ ઉદાસીન રહે છે કારણ કે એમની એવી સમજ છે કે એ કોઇ ક્રિશ્ચીયન મિશનની માફક કોઇ ધાર્મિક છે. પણ આ વાત સત્યથી તદ્દન વેગળી છે. હિંદુ મહાસભા હિંદુઓની કોઇ પ્રચાર સભા નથી. એ સભાએ ધાર્મિક પ્રશ્નો તો એના સંપ્રદાયો ઉપર છોડી દીધા છે. જેમકે કોઇ ઇશ્વરવાદી તો કોઇ અનીશ્વરવાદી, કોઇ એકજ ઇશ્વરને માને છે તો કોઇ ૩૩ કરોડ દેવતા ને માને છે. આ બધાનો વિચાર એના સંપ્રદાયો જ કરે. આ સભા કાંઇ હિંદુધર્મ સભા નથી પણ એ તો હિંદુ રાષ્ટ્રીય મહાસભા છે. આ કારણને લીધે હિન્દુ મહાસભાનું એવું વિધાન છે કે જેને અનુસરી એ કોઇ સંપ્રદાય સાથે પોતાનો સંબંધ જોડી શકતી નથી. પરંતુ એ રાષ્ટ્રીય સંસ્થા હોવાને લીધે એ હિન્દુ ઉદ્દેશોનો પ્રચાર કરશે. અને તે અહિન્દુઓના આક્રમણો તથા અતિક્રમણોથી હિન્દુઓના મંદિરોનું (ભલે પછી તે ગમે તે સંપ્રદાયના હોય) રક્ષણ કરશે. આનું ક્ષેત્ર એ સંસ્થાઓ કરતાં કેટલાગે ગણું વ્યાપક છે, કે જે સંસ્થાઓનો ઉદ્દેશ કેવળ ધાર્મિક છે. હિન્દુ મહાસભા વ્યાપક રૂપથી હિન્દુડમની રાષ્ટ્રિય જીવન સંસ્થા છે. જેથી એમાં સામાજિક, આર્થિક સાંસ્કૃતિક અને સર્વાતિરિક્ત રાજનીતિક રૂપથી સંમીલિત

છે અને એ બધાં કાર્યોની રક્ષા અને ઉન્નતિ કરશે, કે જે હિન્દુ રાષ્ટ્રની સ્વાધીનતા, શક્તિ અને વૈભવને વધારનાર છે. અને એ ઉદ્દેશની પૂર્તિ માટે તે અનિવાર્ય રૂપથી પૂર્ણ સ્વરાજ્ય એટલે કે ભારતની રાજનીતિની પૂર્ણ રૂપથી સ્વાધીનતા મેળવવા માટે વૈધ અને ઉચિત ઉપાયોને કામમાં લેશે.

**(ટ) રાજનીતિક રૂપથી હિન્દુસ્થાન સ્વતંત્ર થયા પછી પણ હિંદુ મહાસભા પોતાનો ઉદ્દેશ ચાલુ રાખશે.** કેટલાક છાછરા આલોચકો એમ સમજે છે કે હિંદુસભા શું છે? એ તો મુસ્લીમ લિગની પ્રતિક્રિયાને રોકવા માટે અથવા કોંગ્રેસના વર્તમાન નેતાઓની હિંદુ વિરોધી નીતિને રોકવા માટે એક સંસ્થા બનાવી રાખી છે, જ્યારે એનું એ બહાનું દૂર થઇ જશે ત્યારે એ આપોઆપ બંધ થઇ જશે. પણ હિન્દુ મહાસભાના ધ્યેય અને ઉદ્દેશોથી એ સ્પષ્ટ છે કે આ સભા કોઇ ક્ષણિક ઉત્સાહ અથવા ઉત્તેજનાનો પરપોટો નથી તેમજ એ કોઇ દળનો કેવળ વિરોધ કરવા માટે અથવા નાની મોટી ફરિયાદો દૂર કરવા માટે બનાવવામાં આવી નથી. ખરી વાત એ છે કે કોઇપણ સંસ્થા અથવા વ્યક્તિ કે જે જીવિત છે, જીવિત રહેવા માગે છે અને જીવિત રહેવાને લાયક છે, જ્યારે એને પરિવર્તન પામતી વિપરીત પરિસ્થિતિઓનો સામનો કરવો પડે છે ત્યારે એ પોતાનાં રક્ષક અને આક્રમણ-કારી બંને અંગોને ફેલાવે છે. એજ પ્રમાણે હિન્દુ રાષ્ટ્ર પણ કોંગ્રેસની મિથ્યા રાષ્ટ્રિય વિચાર ધારાના બંધનમાંથી મુક્ત થયું કે તરતજ એણે એક નવીન સંસ્થા સ્થાપિત કરી દીધી કે જે આધુનિક યુગની પરિવર્તિત પરિસ્થિતિઓમાં જીવનના અસ્તિત્વ માટે સંગ્રામ કરી શકે, તેજ સંસ્થા આ હિન્દુમહાસભા છે. આ સભા રાષ્ટ્રિય જીવનની મૌલિક આવશ્યક્તામાંથી ઉત્પન્ન થઇ છે, કોઇ અચાનક કારણથી ઉત્પન્ન થઈ નથી. એનાં ધ્યેય

અને ઉદ્દેશોનું રચનાત્મક રૂપ એટલું જ અનિવાર્ય છે કે જેટલું એક રાષ્ટ્રનું જીવન સ્વભાવતઃ હોય છે. રાજનીતિમાં દિન પ્રતિદિન થનારાં રાજનીતિક પરિવર્તન પ્રમાણે પોતાની નીતિ બનાવવા સિવાય પણ હિન્દુકમને માટે આ અત્યંત આવશ્યક હતું કે એક એવી બીલકુલ હિન્દુઓનીજ સંસ્થા સ્થાપિત કરવી જોઇએ કે જે કોઇપણ અહિન્દુ અથવા સંયુકત પ્રતિનિધિ સંસ્થાની નૈતિક અથવા માનસિક રૂપથી કોઇપણ પ્રકારે આધીન ન રહી હિન્દુ હિતોને આપત્તિઓમાંથી બચાવી રાખે. એની આવશ્યકતા કેવળ વર્તમાન રાજનીતિક પરાધીનતાના સમય સુધી સીમિત નથી, પણ હિન્દુસ્થાન આંશિક રૂપે અથવા પૂર્ણરૂપે સ્વતંત્ર થયા પછી પણ અને એનું શાસન રાષ્ટ્રિય પાર્લામેન્ટના હાથમાં આવ્યા પછી ઓછામાં ઓછા ૨૦૦ વરસો સુધી એવી સંસ્થાની આવશ્યકતા પડશે કે જે હિંદુ મહાસભા અથવા એના જેવી કોઇ બીજી સંસ્થાના રૂપમાં રહી હિન્દુકમના દરવાજા ઉપર હિંદુ હિતોની ચોકસાઇ કરતી હશે.

જેનાથી સંસારની બધી વ્યવસ્થા ઉલટ પુલટ થઈ જાય એવી કોઇ ભયંકર ઘટના સંસારમાં બનવી જોઇએ પણ ક્રિયાત્મક રાજનીતિમાં એનો સંભવ માની શકાય નહિ, માટે જેની આપણે આશા રાખી શકીએ એવી ન્યાય-સંગત બાબત તો એજ છે કે આપણે હિન્દુઓએ ઇંગ્લાંડને માટે પૂર્ણ પ્રબળ બની જઇએ અને એના ઉપર એટલો બધો દબાવ નાંખી શકીએ કે એને વિવશ થઇને આપણા દેશને વેસ્ટ મિનિસ્ટરના વિધાનને અનુસરી સ્વાયત્તભોગી સ્વીકૃત કરવો પડે. હવે સ્વશાસનને અમલમાં ચલાવનાર ભારતની રાષ્ટ્રિય પાર્લામેન્ટ તરફ દષ્ટિપાત કરીએ, આ પાર્લામેન્ટ કેવી હશે ? એની કલ્પના આપણે સહેલાઇથી જ કરી શકીએ એમ છીએ. એમાં જે પ્રતિનિધિઓ આવશે તેઓ જેના તરફથી તેઓ ચુંટાઇને આવ્યા હશે તેઓની જ ભાવનાઓનું પ્રતિનિધિત્વ કરશે.

એમાં હિન્દુ અને મુસલમાન એવી રીતે રહેશે કે જેમ આજકાલ રહ્યા છે. એ વખતે એનો સંબંધ કાં તો થોડોક સુધરી જશે કાં તો થોડોક બગડી જશે. સત્યને માનનારી કોઇપણ વ્યક્તિ આ બાબતમાં આંધળી રહી શકે નહિ કે મુસલમાનોમાં પ્રાદેશિક વિસ્તારની ભાવના પ્રબળતાથી વહી રહી છે. એમને કોઇ ગુપ્ત શક્તિ અંકુશ (ઉત્તેજન) આપી રહી છે કે તેઓ ભારતને મુસલમાનોનો પ્રદેશ બનાવી સંસારના મુસલમાની દેશોમાં મળી જાય. માટે સ્વરાજ્ય મળવા પછી હિન્દુસ્થાનને એવો અવસર પ્રાપ્ત થવો સંભવિત છે કે જ્યારે હિન્દુ અને મુસલમાનોમાં ગૃહ-યુદ્ધ ફાટી નીકળે. અથવા મુસલમાન લોકો દેશ તરફ વિશ્વાસઘાત કરી વિદેશી આક્રમણ-કારી મુસલમાનો સાથે મળી જાય. એ સિવાય હજી એક શતાબ્દી સુધી એ બાબતનો પણ ઘણો સંભવ છે કે ધર્માન્ધતાને ખાતર પણ હુલ્લડો થયા કરે. નોકરીઓની માગણી વધતી જવી, ધારાસભાઓમાં અલ્પસંખ્યક મુસલમાનોની સંખ્યા અનુપાત (પ્રમાણ) કરતાં વધારે થવી ઇત્યાદિ બાબતો આંતરિક શાંતિને માટે ભયપ્રદ થઇ શકે છે. માટે જો આપણે બુદ્ધિમાન્ હોઇએ તો આ બધી બાબતોના ભાવી સંભવોને રોકવા માટે સ્વરાજ્ય પ્રાપ્ત કરી લીધા પછી પણ એક એવી સંસ્થાને ધ્યાનમાં રાખવી જોઇએ કે જે કેવળ હિન્દુકમની સંઘટિત કરેલી એક શક્તિશાળી સંસ્થા હોય અને જેનું સ્વરૂપ હિન્દુ મહાસભાના જેવું હોય. એવી સંસ્થા હંમેશાં નિશ્ચિત રૂપથી હિન્દુઓને શક્તિ આપનારી સિદ્ધ થશે અને હિન્દુ મુસલમાનની સંયુક્ત પાર્લામેન્ટમાં જે અભાવ-અભિયોગો થશે તેને દૂર કરવા પ્રભાવશાળી સંસ્થા પણ થશે. જો કોઇ ભય હશે તો તેનો પ્રતિકાર કરશે અને હિન્દુઓને એવા ભયથી સાવધાન કરશે અને સ્વરાજ્ય કોઈ અજ્ઞાત રૂપથી કોઇ વિશ્વાસઘાતીની જાળમાં પડી જશે તો તેની સાથે સંગ્રામ પણ કરશે.

કેનેડા, પેલેસ્ટાઇન અને યુવક તુર્કોના આંદોલનના ઇતિહાસથી આપને એ સ્પષ્ટ સમજાઇ જવું જોઇએ કે જે રીતે ભારતમાં હિન્દુ અને મુસલમાન બે પરસ્પર વિરોધી દળ વિદ્યમાન છે તેજ રીતે પ્રત્યેક દેશમાં એક અથવા બે વિરોધી હોય છે. એમાં જે બુદ્ધિમાન દળ હોય છે તે પોતાને મજબુત, સંઘટિત અને આશ્ચર્યકારક બનાવે છે તથા દેશ તરફ વિશ્વાસઘાતનો પ્રયત્ન કરે છે. અથવા એ વિરોધી દળ રાજ્યસત્તાને પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરે છે તથા જે નજીકના દેશની ધાર્મિક અને સાંસ્કૃતિક સંબંધ હોય છે એને પરાજિત કરી શકે છે. એવા રાજ્યોમાં આ બધી ખેંચાતાણી ત્યાંસુધી ચાલ્યા કરે છે કે જ્યાંસુધી ધીમે ધીમે દેશનાં બધાં દળોના માણસો દેશ-ભક્તિની ભાવનાને હૃદયંગમ કરી એક સંગઠિત રાષ્ટ્રમાં વિલીન ન થાય. જો હિંદુઓ આ તત્વને હૃદયંગમ કરી લે તો તેઓ પોતાની બધી શક્તિઓને અખિલ હિન્દુત્વના સંગઠનમાં લગાવી દે. અખિલ હિંદુત્વનું સંગઠન પહેલાથી જ આ દેશની ભૂમિમાં જડ પકડી ગયું છે અને એ વૃક્ષ વેગભરી ગતિથી વધતું જાય છે. જેમ જેમ આપ સ્વરાજ્યની નજીક આવતા જાવ છો તેમ તેમ આપને માટે નિતાંત આવશ્યક થતું જાય છે કે આપે અખિલ હિન્દુત્વની સંસ્થાને અધિક સંગઠિત અને અધિક મજબુત કરવી જોઇએ. જેમ જેમ અખિલ હિંદુત્વની સંસ્થા મજબુત અને શક્તિશાળી થતી જશે તેમ તેમ આપ વાસ્તવિક સ્વરાજ્યના અધિક ને અધિક નિકટ આવતા જાવ છો.

[ ૪ ]

## હિંદુ સંઘટનની ક્રિયાત્મક નીતિ:

અત્યાર સુધી મેં હિંદુ સંઘટન-આંદોલનના રાષ્ટ્રિય અને રાજનૈતિક આદર્શોના મૌલિક સિદ્ધાન્તો અને અભિપ્રાયોનું જ વર્ણન

કર્યું છે. પરંતુ હવે આપણે હિંદુ સંઘટનના તે આદર્શો અને વિચાર ધારાઓ બનાવવી છે, તેના ઉપર જોર આપવું છે અને પ્રચાર એવા રૂપથી કરવો છે કે જેનાથી સમસ્ત હિંદુજનતાની સાર્વજનિક કાર્ય પ્રણાલીમાં એવું પરિવર્તન થઈ જાય કે જેથી આપણી આજની ભારતીય રાજ્યની કલ્પનામાં ક્રાંતિ થાય અને આપણે જે ભારતીય રાષ્ટ્રની કલ્પના કરીએ છીએ તે પ્રાપ્ત થઈ જાય. એટલા માટે આપને સહજમાં એ પ્રકટ થઇ જશે કે આપણે એ દિશામાં કેટલું થોડું કામ કર્યું છે અને હિંદુસ્થાને પોતાની પરિભાષાને અનુસરી પૂર્ણ સ્વતંત્ર કરવા માટે હજી કેટલું અધિક કામ કરવાની જરૂર છે. જ્યાં એકવાર આદર્શનો નિશ્ચય થઇ ગયો પછી તો એ જ સંગ્રામની સૌથી અધિક ચિંતા આપણને રહેશે. માટે જેમ બને તેમ જલદીથી આપણા સંગ્રામની રૂપરેખા એવી નિર્ધારિત કરી લેવી જોઈએ કે જેથી આપણે આપણા સંગ્રામને સૌથી વધારે પ્રભાવશાળી રૂપથી અને જો સંભવ હોય તો થોડામાં થોડા વિરોધ સાથે ચલાવી શકીએ. આપણે એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ જો કે આપણો આદર્શ સ્થિર રહેશે પણ આપણા સંગ્રામમાં વિજય મેળવવા માટે આપણે એક સીધી લાઈન પર જ ચાલી શકીશું નહિ. કોઇ વખતે આપણે વિરોધીઓનો સામનો કરવો પડશે, કોઇ વખત એની સાથે સમજુતી કરવી પડશે અને કોઇ વખત એની સાથે લડાઇ પણ કરવી પડશે, અને કોઇક વખતે પીછેહઠ પણ કરવા પડશે અને અવસરની રાહ જોવી પડશે. આપણા આ જીવન-મરણનો લાંબો સંગ્રામ આપણને આપણા પરમપ્રિય આદર્શોની પ્રાપ્તિમાં દિનપ્રતિદિન આગળ વધારતો જાય, એમાં જો પરસ્પર વિરોધી બાબતોમાંથી પણ નીકળવું પડે તો અમે એમાંથી સહર્ષ નીકળીશું. માટે હું અહીં આપણા આંદોલનની નીતિની જે રૂપરેખા બતાવીશ એને એક સૈનિક ભાવની દૃષ્ટિથી જોવી જોઇએ. આ નીતિ આપણી વર્તમાન

સ્થિતિને ધ્યાનમાં રાખી સ્થિર થશે એ આપણી અંતિમ નીતિ રહેશે નહિ. જેમ જેમ આપણું આંદોલન વધતું જશે તેમ તેમ આપણે એક એવા સ્થાન ઉપર પહોંચીશું કે જ્યાં આપણું આંદોલન દ્રુતગતિથી કુદકે ને ભુસકે એક વિશાળ અને શક્તિશાળી બની જશે. પછી આપણે આપણી માગણીઓને એવા નિર્ભય ભાવથી સામે રાખીશું અથવા એને સ્વીકાર કરવા કહીશું કે જેને પ્રકટ કરવાનું આજ આપણે સાહસ કરી શકતા નથી.

અહીં હું એ સ્પષ્ટ કરી દેવા ઇચ્છું છું કે આ ક્રિયાત્મક નીતિની રૂપરેખા મેં પોતે મારા વ્યક્તિગત વિચારોના આધાર ઉપર તૈયાર કરી છે. જ્યાં સુધી હિન્દુ મહાસભા એને પ્રસ્તાવના રૂપમાં સ્વીકાર ન કરે ત્યાં સુધી હિન્દુ મહાસભા એને માનવા માટે બંધાયેલી નથી.

(અ) આપણા રાજનીતિક આંદોલનમાં આપણો સૌથી મુખ્ય અને આવશ્યક ઉદ્દેશ એ હોવો જોઇએ કે આપણે હિન્દુસ્થાનની અખંડતા કાયમ રાખવાને માટે હંમેશાં સાવચેત રહેવું જોઇએ. હિન્દુસ્થાનથી કેવળ બ્રિટિશ ભારતનો જ આપણો અભિપ્રાય નથી પણ એમાં એ સ્થાન પણ સંમીલિત છે કે જે ફ્રેન્ચ અને પોર્ટુગાલને આધીન છે. મહારાષ્ટ્ર અને બંગાળની માફક જ ગોમાંતક અને પાંડીચેરી પણ ભારતનાં જ અંગ છે. આપણી માતૃભૂમિની સીમા સિન્ધુથી હિમાલય સુધી, હિમાલયથી ટિબેટ સુધી, ટિબેટથી બર્મા સુધી અને બર્માથી દક્ષિણ અને પશ્ચિમ સમુદ્ર સુધી છે. આ આખો દેશ કે જેમાં કાશ્મીર, નેપાલ, ગોમાંતક, પોંડીચેરી તથા ફ્રાંસના અધિકારના બીજા પ્રદેશો આપણી રાષ્ટ્રિય પ્રાદેશિક ભૂમિ છે, અને એને સ્વતંત્ર તથા કેન્દ્રીય સંઘટિત રાષ્ટ્ર બનાવવું છે. આ દેશ સદૈવ અવિચ્છિન્ન અને અવિભાજિત રહેશે.

હિન્દુસ્થાનની પ્રાદેશિક અને રાષ્ટ્રિય એકતાના વિભાગ કરવાના પ્રયત્નને અમે સફલ થવા દઇશું નહિ. હિન્દુઓનો હિન્દુસ્થાન

અને મુસલમાનોનું પાકિસ્થાન કરવાની યોજનાનો અમે માથા સાટે વિરોધ કરીશું અને એવી યોજનાના કાર્યને અમે દેશ તરફનો ઘોર વિશ્વાસઘાત સમજીશું.

(આ) આપણા પાડોશી રાષ્ટ્ર બર્મા અને ટિબેટ તથા બીજા પૂર્વીય સીમાના દેશો સાથે આપણી નીતિ જ્યાં સુધી સંભવ હશે ત્યાં સુધી મિત્રતાપૂર્ણ રહેશે અને જો તેઓ ઇચ્છશે તો રાજનીતિક રૂપથી આપણે એને આપણા મિત્ર બનાવી લઈશું. એ આપણા સહધર્મી છે અને એનાં રાજનીતિક હિત આપણાથી વિરુદ્ધ નથી એટલુંજ નહિ, પણ જો આપણે ક્રિયાત્મક રૂપથી પરસ્પર રાજનીતિક મિત્ર રહી શકીએ તો વ્યાપક રૂપથી આપણી રાજનીતિક શક્તિ ખૂબ મજબુત થઇ જશે.

(ઇ) પરંતુ મુસ્લીમ દેશ તથા ઉત્તર–પશ્ચિમ (વાયવ્ય) સીમાના પ્રદેશની સરહદી જાતિઓ તરફ અમારી નીતિ સાવધાન રહેવાનીજ રહેશે. સેંકડો વર્ષોથી એની પ્રવૃત્તિ હિન્દુઓ તરફ ધર્માન્ધતામૂલક શત્રુતાની રહી છે અને અત્યારે પણ એવીજ છે અને સંભવ છે કે ભવિષ્યમાં સેંકડો વર્ષો સુધી એવીજ રહેશે. હિન્દુ સંઘટનવાદીઓનું એ કર્તવ્ય રહેશે કે એમણે પોતાના દેશની એ સીમા ઉપર અત્યધિક હિન્દુ સેનાં રહે એનો ખ્યાલ રાખવો જોઇશે, અને એ સીમા ઉપર કોઇ દિવસ પણ મુસલમાન સૈનિકોને ન રાખવા. આપણે એ સરહદી દેશો સાથે આપણી મિત્રતાનો સંબંધ બનાવી રાખવા માટે તૈયાર રહેવું અને બીનજરૂરીયાતથી એની સાથે કોઇ જાતની કડવાશ ઉત્પન્ન થવા દઇશું નહિ, પણ આપણે આપણી સેનાને તો હંમેશાં લડવાની અવસ્થામાં તૈયાર રાખીશું અને એ ઘાટના માર્ગોમાંથી હિન્દુ વિરોધી જે આક્રમણો થશે તથા જે કોઇ અમારી સાથે શત્રુતા કરવાનો ભાવ પ્રકટ કરશે તેનાથી બરાબર સાવધાન રહીશું.

(૬) સ્વતંત્ર હિન્દુરાષ્ટ્ર નેપાલ તરફ આખું હિન્દુડમ પ્રેમથી બંધાયેલું છે. તેથી એની અક્ષુણ્ણતા અને ગૌરવની રક્ષા પોતાની બધી શક્તિઓથી કરશે. અમારી માતૃભૂમિનો ધર્મક્ષેત્ર રૂપે એ એકજ ભાગ છે કે જેના ઉપર હજી સુધી વિદેશી અહિન્દુની અપમાન-જનક ધ્વજ–છાયા પડી નથી. નેપાલીય હિન્દુરાજ્યની સ્વાધીનતા વીર જાતિઓનો ગઢ છે. આજે પણ અમ–હિન્દુઓની આશા અને અભિમાનનું કેન્દ્ર છે. નેપાલના રાજ્યની શક્તિનો પ્રત્યેક અંશ વ્યાપક રૂપે હિન્દુડમની સ્થિતિ અને ગૌરવને વધારનાર થશે. હિન્દુસ્થાનના કોઇપણ ભાગમાં જે બાબતોથી હિન્દુડમ શક્તિહીન બનશે તો તે બાબતોથી તેટલા અંશમાં નેપાળ રાજ્યની શકિત પણ ઓછી થશે. ઉદાહરણને માટે સીમા પ્રાંતમાં મુસલમાનોની ક્રાંતિ થવાનો અથવા તેઓનું આક્રમણ હોવાનો જે ભય છે તેનાથી નેપાળ રાજ્યને પણ ભય થઇ શકે છે. ભારતના ઇતિહાસથી આટલું હોવા છતાં જો આપણી આંખ ન ઉઘડી તો કહેવું પડશે કે ગજની અને ઘોરીના આક્રમણથી જે પાઠ હિન્દુઓએ શીખવો જોઇતો હતો તે આપણે શીખ્યા નથી.

બ્રિટિશ ભારતની રાજનૈતિક પાર્ટીઓમાં જો આપણે નેપાળને પણ ખેંચીએ તો એ આપણે માટે મૂર્ખના ગણાશે. આપણા જેવા ગુલામ દેશની રાજનીતિ નેપાળ જેવા પૂર્ણ સ્વતંત્ર રાષ્ટ્રની આવશ્યકતાઓ માટે કોઇ પણ માર્ગદર્શક થઇ શકશે નહિ. માટે કોઇપણ અહિન્દુ રાજ્યના આક્રમણ વખતે નેપાળ પોતે બ્રિટિશ રાજ્ય સાથે મિત્રતાથી બંધાયેલું છે, આ નેપાળ સરકારનું કામ ઉચિત છે, એવો સ્વીકાર કરવામાં મને જરાપણ સંકોચ થતો નથી. નેપાળને માટે આ ઘણી બુદ્ધિમત્તાની નીતિ છે કે તેઓ ભારતીય સેનામાં પોતાના નેપાલી સિપાઇઓની જેટલી ભરતી કરાવી શકે તેટલી કરાવે. એનું સહકાર્ય પોતાની સુરક્ષા અને

પોતાની શક્તિને અનુરૂપ જ છે. યૂરોપમાં તથા સુદૂર પૂર્વમાં જે રાજનૈતિક ગુંચવણો ઉત્પન્ન થઈ રહી છે તેનાથી બ્રિટિશ સરકારને નેપાળની મિત્રતા તથા ભારતની રક્ષા માટે સૈનિક સહાયતા પ્રાપ્ત કરવા અર્થે અવલંબિત રહેવાને માટે વિવશ થવું પડશે.

આના સંબંધમાં આ બાબત ઉપર પણ જોર આપવું પડશે કે, બ્રિટિશ સરકારે નેપાળનો તે પ્રદેશ કે જે પહેલાં લઈ લીધો હતો તે નેપાળ મહારાજને પાછો આપી દેવો જોઇએ. એમ કરવાથી બંને રાષ્ટ્રો વચ્ચે વધારે પ્રેમનો સંબંધ સ્થાપિત થશે. આ પ્રેમ બીજી કોઈ પણ બાબતથી થઇ શકશે નહિ.

જો નેપાળનો પણ ભવિષ્યનો દૃષ્ટિકોણ પ્રગતિશીલ દેશોની માફક હોય અને તે અવસરને હાથમાંથી ન જવા દેવા માગતા હોય તો એમની સામે ઘણું ઉજ્વલ ભવિષ્ય છે. નેપાળને આ બાબતની જરૂર છે કે તેમણે પોતાની સેનામાં આધુનિક યૂરોપીયન સેનાની ક્ષમતા ભરવી. સેના કેવળ સ્થળ ઉપર લડનારી ન હોવી જોઇએ. **વિમાનોના આક્રમણોમાંથી પોતાની રક્ષા કરવા માટે વૈમાનિક સેના પણ પૂર્ણ રૂપથી શક્તિશાળી બનાવી લેવી જોઇએ.** એમની સેના આજ બ્રિટિશ સરકારના મિત્ર રાષ્ટ્રની સેના થશે. આ કારણને લીધે વર્તમાન સ્થિતિમાં તે એવી સેના ઉભી કરવામાં કોઇપણ બાધા ઉપસ્થિત કરશે નહિ. પણ બ્રિટિશ સરકાર તો ચાહશે કે નેપાળ પોતાની આ વૈમાનિક સેનાની યોજના જલદી પૂરી કરી લે. નજદીકના ભવિષ્યમાં ભારતીય રાજનીતિ ઉપર નેપાળનો કેવો પ્રભાવ પડનાર છે તેને અમે મિ. પર્સીવલ લેંગડનના શબ્દોમાં જ પ્રકટ કરી દેવા માગીએ છીએ. એમણે નેપાળના સંબંધમાં કેટલાંક પુસ્તકો લખ્યાં છે.

મિ. લેંગડન કહે છેઃ—'નેપાળને એનાથી જે મહત્વ પ્રાપ્ત થાય છે એની ઉપેક્ષા કરવી એ મૂર્ખતા ગણાશે. દક્ષિણ એશીયામાં

સમતુલનના રૂપમાં નેપાળ જે મહત્તા ધરાવે છે અને આ વખતે ભારતમાં જે સ્થિતિ ઉત્પન્ન થઇ ગઇ છે એ બધી સમસ્યાઓને ઉકેલવામાં નેપાળને જે મહત્વ છે, એને દરેક અંગ્રેજે સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ. આજ નેપાળ પ્રાભાતિક પ્રકાશના બારણે ઉભું છે. એનું ભવિષ્ય કેવળ એકજ દિશામાં છે. ભારતની વિભિન્ન રાજનીતિક ઘટનાઓમાં એવી કોઇ પણ નાટકીય ઘટના ઉપસ્થિત થઇ શકશે નહિ કે જે નેપાળના ભવિષ્યમાં અંતિમ રૂપે બનવાની છે. જો ભારતમાં આપણો પ્રભાવ ધીમે ધીમે ઓછો કરવાની આપણી નીતિ કોઇ પણ પ્રકારે ચાલુ રહી તો એ બનવું અસંભવિત નથી કે નેપાળને ભારતનું ભવિષ્ય સંચાલિત કરવાનો અવસર પ્રાપ્ત થઇ જાય.'

## (उ) હિંદુસ્થાનનું રાષ્ટ્રિય શાસન વિધાન.

હિંદુ સંઘટનવાદી દલનો ઉદ્દેશ હિન્દુસ્થાનના ભાવિ–શાસન વિધાનના એવા સિદ્ધાંત ઉપર નિર્માશે કે જેમાં દેશના બધા નાગરિકોને જાતિ અને ધર્મના ભેદ સિવાય સમાન અધિકાર મળશે. પરંતુ સાથે શરત એ રહેશે કે તેઓ હિન્દુસ્તાન તરફ સદા વફાદાર બન્યા રહે ભાષણની સ્વાધીનતાના મૌલિક અધિકારોનો ઉપયોગ બધા લોકો સમાન રૂપથી કરી શકશે. રાષ્ટ્રની અનુચિંતવા આવશ્યકતાને પ્રસંગે સાર્વજનિક શાંતિને ધ્યાનમાં લઇ જે કંઇ પ્રતિબંધ લગાડવામાં આવશે તે કોઇ પણ ધર્મ અથવા જાતિના ભેદભાવના આધાર ઉપર નહીં હોય પણ સાર્વજનિક રાષ્ટ્રિય આધાર ઉપર જ રહેશે.

આ ભાવ સિવાય બીજો કોઇ ચડીયાતો રાષ્ટ્રિય ભાવ હોઇ શકે નહિ. પ્રાદેશિક રાષ્ટ્રિયતામાં પણ એના કરતાં વધારે રાષ્ટ્રિયતા બની શકે નહિ.—આ ભાવને સંક્ષેપમાં આ પ્રમાણે કહેવામાં આવ્યો છે. 'એક આદમીનો એક મત હોય; આનાથી આ સ્પષ્ટ

થઇ જાય છે કે હિન્દુ મહાસભાની કલ્પના અથવા એનો ભાવ વ્યાપક રૂપથી ભારતીય રાષ્ટ્રિયતાથી જુદો પડતો નથી. એની કલ્પના એક એવા સંયુકત હિન્દુસ્થાનની છે કે જેમાં બધી જાતિ અને ધર્મનાં માણસો:-હિન્દ, મુસલમાન, ઇસાઇ અને એંગ્લો-ઈંડીયન બધા સુખપૂર્વક એક રાજનીતિક રાજ્યમાં સમાન રૂપથી રહી શકશે.

રાષ્ટ્રિય હિન્દુસ્થાની શાસન વિધાનના સંબંધમાં હિન્દુ મહાસભાનો આ ભાવ વાસ્તવમાં મુસ્લીમ લીગ અને કોંગ્રેસ કરતાં પણ (કે જે પોતાને રાષ્ટ્રિય સંસ્થા કહેવરાવે છે.) વધારે નિશ્ચિત અને વધારે રાષ્ટ્રિયતા પ્રકટ કરનાર છે. કોંગ્રેસે કોઇ દિવસ પણ સમજુતિ કર્યા વગર આવો રાષ્ટ્રિય ભાવ પ્રકટ કરવાનું સાહસ ખેડયું નથી. છતાં પણ કોંગ્રેસ અને મુસ્લીમ લીગ આ પ્રમાણે કહી હિન્દુ મહાસભાનું મુખ બંધ કરવા ઇચ્છે છે કે, આ હિન્દુ મહાસભા અત્યંત ભયાનક, રાષ્ટ્રવિરોધી અને કદીપણ સમજુતી નહીં કરનારી સાંપ્રદાયિક છે. પણ ખરી વાત તો એ છે કે રાષ્ટ્રિય કોંગ્રેસ માત્ર સાંપ્રદાયિક છે એટલુંજ નહી પણ વિકૃત રૂપથી સાંપ્રદાયિકજ છે. કારણ કે એ હિન્દુઓનો બહુ સંખ્યક અને મુસલમાનોનો અલ્પસંખ્યક જાતિઓના નામથી સ્વીકાર કરે છે. અને એના પર ઠોંસો એ છે કે:-બહુસંખ્યક હિન્દુઓને પોતાના ન્યાયોચિત મતદાનના અધિકારોમાંથી અને સરકારી નોકરીઓમાંથી વંચિત રાખી અલ્પસંખ્યકોનાં પ્રેમ અને ભક્તિ સાર્વજનિક રાજ્યનાં મૂલ્ય તરીકે તેને (અલ્પસંખ્યકોને) વધારેમાં વધારે અધિકાર આપે છે. બીજી તરફ મુસલમાનોને ખાતર હિન્દુઓને રાષ્ટ્રીય આધાર પર જે કંઇ મળવું જોઇએ તેમાં બેશુમાર ઓછું કરી નાખવું જોઇએ એમ કોંગ્રેસ કહી રહી છે. જો એમ નહીં કરવામાં આવે તો મુસલમાનો તોફાન કરશે અને તેઓ હિન્દુઓથી અલગ થઈ શત્રુઓ સાથે મળી જશે.

મુસ્લીમ લીગની આવી માગણી અત્યાચાર-પૂર્ણ અને સામ્પ્રદાયિક છે, અને કોંગ્રેસે હિન્દુઓને એમ કહેવું કે મુસલમાનોની આ માગણીનો સ્વીકાર કરી ત્રણ હિન્દુઓને એક મત આપવાનો સિદ્ધાંત સ્વીકારી લેવો, એ કોંગ્રેસની કેવળ સાંપ્રદાયિકતા છે એટલું જ નહીં પણ નિર્લજ્જતાથી ભરેલી સાંપ્રદાયિકતા છે. આમ હોવા છતાં મિથ્યા રાષ્ટ્રવાદી કોંગ્રેસ અને રાષ્ટ્રવિરોધી લીગ એવું કહેવાની કેવળ ધૃષ્ટતા કરે છે કે હિંદુ સંઘટનવાદી દલ સાંપ્રદાયિક અને રાષ્ટ્રવિરોધી છે. અને એમ કહેવું તે પણ એટલા ખાતર જ કે હિંદુસંઘટનવાદી પોતાના જન્મ-સિદ્ધ અધિકારોને થોડા લાભને માટે છોડવા માગતા નથી અને તેઓ (હિન્દુ સંઘટન વાદીઓ) મુસલમાનો સાથે બીજા ભળતા જ આલાપો નથી કરતા અથવા કોંગ્રેસવાળાઓ તરફથી 'રાષ્ટ્રિયતા'ના રદ્દી પ્રમાણ પત્રની જરા પણ ચિંતા કરતા નથી.

(ञ) **અલ્પસંખ્યાનો અધિકાર:** જ્યારે હિંદુ મહાસભાએ આ બાબતનો સ્વીકાર કર્યો છે એટલું જ નહિ પણ આ સિદ્ધાંતને પૂર્ણ રૂપે માની રાખ્યો છે:-'એક આદમીનો એક મત હોવો જોઇએ.' અને સરકારી નોકરીઓ કેવળ ગુણોને ધ્યાનમાં લઇ આપવી જોઇએ. બધા મૌલિક અધિકારો જાતિ અને ધર્મના ભેદોથી રહિત રહેશે. તો પછી અલ્પસંખ્યકોના અધિકારોની ચર્ચા કરવી એ બીન જરૂરી અને અસંગત છે. અલ્પસંખ્યકના અધિકારોની બાબત સામુદાયિક આધાર પર અલ્પમત અને બહુ મતના ભાવે વધે છે ક્રિયાત્મક રાજનીતિ માટે ઉપરની બાબત જરૂરી છે અને હિંદુ સંઘટનવાદી અહિંદુ દેશવાસીઓને સંદેહના ભૂતથી બચાવવા માગે છે. અને આ બાબત ઉપર જોર દેવા તૈયાર છે.

અલ્પસંખ્યક જાતિના ધાર્મિક, સાંસ્કૃતિક અને ભાષિક ન્યાયોચિત અધિકારોની ગરેંટી અમે એ શરત ઉપર આપવાને

તૈયાર છીએ કે બહુસંખ્યક દલના સમાન અધિકારોનું કોઇપણ અવસ્થામાં અતિક્રમણ ન થવું જોઇએ અને એનો કોઇપણ રીતે ભંગ પણ થવો ન જોઇએ. હરેક અલ્પસંખ્યક જાતિ પોતાની અલગ સ્કુલ સ્થાપી શકશે અને એમાં પોતાનીજ ભાષામાં પોતાનાં બચ્ચાંને શિક્ષણ આપી શકશે. પોતાની ધાર્મિક અને સાંસ્કૃતિક સંસ્થાઓ પણ અલગ સ્થાપી શકશે અને એને સરકાર તરફથી સહાયતા પણ આપવામાં આવશે પણ એ સહાયતા એના તરફથી સરકારને મળતા જમીન મહેસુલના આધાર પર રહેશે અને આ સિદ્ધાંત બહુસંખ્યક દલને પણ લાગુ પડશે.

એ સિવાય જો શાસન-વિધાન સંયુક્ત નિર્વાચનના આધાર પર અને 'એક આદમીને એક મત આપવો.' એ રાષ્ટ્રિય સિદ્ધાંત ઉપર ન બનાવવામાં આવે અને તેને બદલે સાંપ્રદાયિક આધાર પર જ જો બનાવવામાં આવે તો અલ્પસંખ્યક જાતિઓને પૃથક નિર્વાચન અને એના પૃથક રીઝર્વ (સુરક્ષિત) સ્થાનોનો પણ સ્વીકાર કરી શકાય. પણ તે એમની સંખ્યાના પ્રમાણની દૃષ્ટિએ અને એ શરત ઉપર થઇ શકે કે બહુમત વાળાઓને પણ એમની સંખ્યાના પ્રમાણમાં સ્થાન મળવાં જોઈએ.

મેં જે સિદ્ધાંતો ઉપર શાસન વિધાનની રૂપરેખા બતાવી છે તે સિદ્ધાંતોને મુસલમાન સિવાય ઇસાઇ, પારસી અને યહુદી આદિ અલ્પસંખ્યક જાતિઓ પસંદ કરશે એવો મને પૂર્ણ વિશ્વાસ છે. કારણ કે, ઇસાઇ, યહૂદી આદિ અગ્રગણ્ય પારસીઓ આપણી સંસ્કૃતિમાં આપણા મિત્રો છે. અને એ સાચા દેશ ભક્તો પણ છે. એંગ્લો ઇન્ડીયનો પણ આ બાબતનો સ્વીકાર કરશે કે, જો રાષ્ટ્રિય રાજ્યને પોતાની અપ્રતિહત સાર્વભૌમ સત્તા તથા રાષ્ટ્રિય શક્તિને સુરક્ષિત રાખવી હોય તો તે ઉપર બતાવેલા વિધાન કરતાં આગળ ન જઇ શકે અને સાચી અલ્પસંખ્યક જાતિને માટે એના કરતાં

વધારે કશું ન કરી શકે. જેનો આંતરિક ઉદ્દેશ રાષ્ટ્રિય રાજ્યની અપ્રતિહતતાના ટુકડે ટુકડા કરી નાંખવા. એવા દૂષણથી ભરેલો હોય તે અથવા જેનો ઉદ્દેશ રાષ્ટ્રિય રાજ્યને ઉલટ પુલટ કરી કરી બધાને પરાધીન કરી દેવાનો હોય તેજ એવો આગ્રહ કરશે કે અલ્પસંખ્યક જાતિઓને વધારેને વધારે આપો. 'હજી આપો. હજી આપો! એ આપણા દેશનું સૌભાગ્ય છે કે મુસલમાન સિવાય બીજી કોઇપણ અલ્પસંખ્યક જાતિ એવી નથી કે જે દેશ તરફ વિશ્વાસઘાતની યોજના ધરાવતી હોય. કેવળ મુસલમાન જ એક એવી અલ્પસંખ્યક જાતિ છે કે જેના ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી. એના સંબંધમાં હું આગળ બતાવીશ.

આના સંબંધમાં એક બીજી અત્યન્ત મહત્વની બાબત છે. અને એનો પ્રભાવ ક્રિશ્ચિયન યહુદી અને પારસીઓના ધર્મ, રાજનીતિક અને સંસ્કૃતિ ઉપર બહુ વ્યાપક રૂપથી પડે છે. એનો અહીં સ્પષ્ટ રૂપથી ઉલ્લેખ કરવો ઉચિત થશે.

અલ્પસંખ્યક મુસ્લીમોની આ આક્રમણકારી ષડયંત્રની યોજનાથી કેવળ હિંદુઓને જ ભય નથી પણ બીજા અહિંદુ અલ્પ સંખ્યકોને પણ એટલોજ અધિક ભય છે. આ વાત એટલી અધિક સ્પષ્ટ છે કે જેને લીધે બ્રીટીશ સરકાર અલ્પસંખ્યક મુસલમાનોનો જ ભાવ છે કે જેને લીધે બ્રિટિશ સરકાર હિંદુસ્થાનની વૈધાનિક રાજનીતિક ઉન્નતિમાં બાધા ઉભી કરી રહી છે. મુસલમાન પોતાના આ ગુરુતર અપરાધને છુપાવવા માટે બધી અહિંદુ અલ્પ સંખ્યક જાતિના માણસો મુસ્લીમ લીગની રાષ્ટ્રવિરોધી માંગણીઓનું સમર્થન કરે છે એવુ બતાવવા ઇચ્છે છે.

મુસ્લીમ લીગ હંમેશાં એ બતાવવાનો પ્રયત્ન કરે છે કે પોતે અહિંદુ અલ્પસંખ્યક માણસોના હિતની રક્ષા કરનારી છે. પણ વાસ્તવિક બાબત એ છે કે ઇસાઇ. યહૂદી અને પારસી ભાઇઓની

જાતિના માણસોનો સંબંધ હિંદુઓ સાથે શતાબ્દીઓથી પ્રેમપૂર્ણ રહ્યો છે. એમણે કોઈ દિવસ રાષ્ટ્રવિરોધી અનુચિત માગણીઓને ઉભી કરી નથી. વળી એમણે ગુંડાશાહીથી અથવા ધર્માંધતાથી દંગો ફીસાદ કરી પોતાનું રાજનીતિક મહત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો નથી.

આ કારણને લીધે ભારતીય ઇસાઇ, યહૂદી, પારસી તથા બીજા અન્ય અહિન્દુ અલ્પસંખ્યક ભાઇઓ સામે હૃદયથી પ્રસ્તાવ કરૂં છું કે એમણે મુસ્લીમ લીગની આ ષડ્યન્ત્રીય યોજનાનાં ખુલ્લા રૂપથી વિરોધ કરવો જોઇએ અને સ્પષ્ટ કહી દેવું જોઇએ કે મુસલમાનોની દૂષિત અને ભ્રમમાં નાંખનારી 'અલ્પસંખ્યક' જાતિમાં અમે સમાવિષ્ટ નથી. વળી મુસ્લિમ લીગને આ પણ કહી દેવું કે વ્યાપક રૂપે અમારા નામથી આપને બોલવાનો કોઈ અધિકાર નથી. એ બધા સિવાય એમણે પોતાની રાજનીતિક સંસ્થાઓ દ્વારા એ પણ ઘોષિત કરી દેવું જોઇએ કે ઉપર લખેલી શરતો સાથે અમે હિન્દુઓ સાથે મળીને રાષ્ટ્રિય મોર્ચાઓ લેવા તૈયાર છીએ. જો ઇસાઇ, ક્રિશ્ચીયન, યહૂદી, પારસી અને હિન્દુઓ પરસ્પર સંયુક્ત રૂપથી કોઇ ભવિષ્યમાં થનારી ગોળમેજી પરિષદમાં અથવા વૈધાનિક સભામાં એક થઇ મોર્ચાઓ લે તો મુસલમાન એકલા પડી જશે અને તેઓ "અલ્પ સંખ્યકોની સમસ્યા" ના સંબંધમાં બોલી શકશે નહિ. અને પછી તેમણે રાષ્ટ્ર વિરોધી અને ધર્માન્ધતાની માગણીઓને ઉભી કરવાનું ઉત્તરદાયિત્વ પોતાના જ ખભા ઉપર સ્વીકારવું પડશે. ઉદ્ધત ભાવથી એમનું આ બહાનું જ માત્ર છે કે મુસલમાનો ચુંટાયેલા અલ્પસંખ્યકોમાંથી છે, અને વ્યાપકરૂપથી ભારતીઓમાં મુસલમાનો પોતાના ઐતિહાસિક પરંપરાના કારણે સર્વશ્રેષ્ઠ છે એ પણ કેવળ એમની શેખી છે અને એને લીધે એમનું રાજનીતિક રૂપથી મહત્વ છે, તેથી

ઇસાઇ, યહુદી, પારસીઓ તથા અન્ય દેશ વાસીઓને ચુનૌતી (ચેલેંજ) આપવી એ અપમાન જનક છે.

(ઘ) **હિંદુમહાસભા અને કોંગ્રેસઃ**–કોંગ્રેસમાં ગાંધીજીના અનુયાયીઓએ ગાંધીજીની ડીકટેટર શાહીમાં જે ભયંકર ભૂલો કરી છે એના ઉપર અભિયોગ લગાવવા માટે મારી પાસે કોઈ સ્થાન નથી તેમ ઇચ્છા પણ નથી. ખીલાફતનું આંદોલન કરી ગાંધીજીએ હિન્દુકમને ડગલે અને પગલે નિર્બલ તેમજ અપમાનિત કર્યું છે. જો કે લોકમાન્ય તિલક, લાલા લજપતરાય તથા સ્વામી શ્રદ્ધાનંદજી જેવા દેશભકતોએ આ આંદોલનનો વિરોધ કર્યો હતો, પણ એમના વિરોધની ઉપેક્ષા કરવામાં આવી એમણે જેવી ગંભીર ભૂલો કરી છે એને ધ્યાનમાં લઇ એની જેટલી નિંદા કરવી જોઇએ તેટલી તીવ્રતાથી હું નિન્દા કરવા ઇચ્છતો નથી, અને તે એટલા માટેજ કે, એ કોંગ્રેસ નેતાઓમાં કેટલાક નેતાઓએ આપણા દેશની ઘણી સેવા કરી છે અને આ આંદોલન કરવામાં એમનો ઘણો મ્હોટો સંદેશ હતો. જો કે કોંગ્રેસે દેશની સ્વાધીનતાના યુદ્ધમાં હિન્દુ મહાસભાએ દેશભકિત પૂર્ણ આપેલાં ત્યાગ અને બલિદાનોનો સ્વીકાર નથી કર્યો. હિન્દુ મહાસભાનાં એ ત્યાગ અને બલિદાનો કોઇ કોઇ ઠેકાણે તો કોંગ્રેસીય ત્યાગ અને બલિદાનો કરતાં ચડીયાતાં હતાં છતાં પણ પ્રત્યેક હિન્દુ સંઘટનવાદીએ એટલું ઉદાર તો અવશ્ય થવું જોઇએ કે તેઓ પોતાના કોંગ્રેસી ભાઇઓની દેશ–ભકિત અને ત્યાગનો આદર જરૂર કરે. જો કોંગ્રેસના નેતાઓથી કોઇ ભૂલ થઇ હોય તો તેમ કરવાનો એનો કોઇ ખાસ ઉદ્દેશ ન હોતો, પરંતુ નિર્ણય કરવામાં એમની ભૂલ હતી. અને બે ચાર બાબતોમાં તો એમની ભૂલ ભરેલી નીતિનું ઉત્તરદાયિત્વ એમની એક માત્ર અક્ષમતા ઉપર નિર્ભર છે. એમની એ નીતિથી હિન્દુ હિતોને ઘણી હાનિ પહોંચી છે. અને સમય હોવા છતાં એને રોકવામાં નહીં આવે તો તેઓ હિન્દુકમના

ન્યાયોચિત અધિકારોને જ આપત્તિમાં નાંખશે એટલું જ નહિ પણ 'ભારતીય રાષ્ટ્રીયતા'ને માટે જે હિતોને કોંગ્રેસ અધિક આવશ્યક માને છે અને જેની સાથે એ બહુ પ્રેમ રાખે છે તે પણ ભયમાં આવી પડશે.

ખીલાફત આંદોલનમાં કોંગ્રેસે જે ભયંકર ભૂલો કરી છે તેને ઝીણવટથી અમે અહીં બતાવવા માગતા નથી. કારણ કે એમ કરવાથી આપણા હૃદયમાં નકામાં દુઃખદ સ્મરણો ઉત્પન્ન થાય, પણ એવા પ્રકારના આંદોલનના મહાન ભયોથી હિન્દુ જનતાને સાવધાન કરી દેવા માટે અહીંઆં અમે ગાંધીવાદી રાજનીતિજ્ઞોના ભાવોની આલોચના કરવા ઇચ્છીએ છીએ. લોકમાન્ય તિલકની સ્પષ્ટ ચેતવણી હોવા છતાં ગાંધીજીએ જાતીય ધાર્મિક અને વિશેષ પ્રાદેશિક ખીલાફત આંદોલનને ચલાવ્યું અને ત્યાંસુધી આગળ વધ્યા કે ખીલાફતના પ્રશ્ન સામે એમણે સ્વરાજ્યના પ્રશ્નને પણ ગૌણ બનાવી દીધો, એટલું જ શા માટે? એ તો એના કરતાં પણ આગળ વધી એમ બોલવા લાગ્યા કે ખલીફાને સહાયતા કરવી એ હિન્દુઓનું ધાર્મિક કર્તવ્ય છે. તેજ કોંગ્રેસનો નેતા નિઝામ હૈદ્રાબાદના સત્યાગ્રહ આંદોલનની એવું સમજી નિંદા કરતા રહ્યા કે હિન્દુઓની ધાર્મિક અને સાંસ્કૃતિક અધિકારોની માગણી કરવા એ કોઇ અપવિત્ર કાર્ય છે. પોતાના વચનને અફર સમજનાર એ કોંગ્રેસી નેતાઓએ ખીલાફતને માટે સ્વરાજ્યના પ્રશ્નને ગૌણ માન્યો અટલું જ નહિ પણ જ્યારે મુસલમાનોએ અફઘાનીસ્તાનના અમીર અમાનુલ્લાને ઉત્તેજિત કર્યો કે જેથી જો તે ભારત દેશ ઉપર ચઢાઇ કરી દે તો એમાં એમની ગુપ્ત સંમતિ હતી, ત્યાર બાદ અમાનુલ્લાએ ભારત પર આક્રમણ કર્યું. આને માટે સ્વામી શ્રદ્ધાનન્દના શબ્દો અમારી પાસે પ્રમાણ સ્વરૂપે છે. સ્વામીજીએ પોતાના 'લિબરેટર' પત્રમાં આ વાત સાર્વજાનિક રૂપે લખી હતી અને ગાંધીજીના હાથનો લખેલો તે મૂળ લેખ એમણે આગળ ધર્યો

કે જે એમણે અમીર અમાનુલ્લાની ઉપર લખ્યો હતો. એ મૂળ લેખ (મસવિદા) મૌલાના મહમ્મદ અલીએ સ્વામીજીને બતાવ્યો હતો. ગાંધીજીએ પોતાના 'યંગઇંડીયા' પત્રમાં એ બાબતનો સ્વીકાર કર્યો છે કે જો અફઘાન લોક સફળ થઇ જાય તો તેઓ જરૂર પોતાનું રાજ્ય ભારતમાં સ્થાપિત કરી લેશે (જુઓ યંગ ઇંડીયા તા. ૧–૬–૨૧ નો અંક.) છતાં પણ કોંગ્રેસી હિન્દુ નેતાઓ અફઘાનીસ્થાનના આક્રમણમાં સહાયતા કરનાર ભેદ ખુલ્લો પડી જવા છતાં એ બાબતથી જુદા પડયા નહી. એટલુંજ નહીં પણ એમણે આ વિશ્વાસઘાતી આંદોલનનું સમર્થન પણ કર્યું. ગાંધીજીએ પોતાના 'યંગ ઇંડીયા' પત્રના તા. ૪–૫–૨૧ના અંકમાં લખ્યું છે કે:—"જો અફઘાનીસ્તાનનો અમીર ભારત ઉપર આક્રમણ કરશે તો આ રૂપથી હું એની સહાયતા કરીશ અને હું મારા દેશવાસીઓને કહીશ કે બ્રિટિશ સરકારની સહાયતા કરવી એ અપરાધ છે. ઇત્યાદિ" જો તમે આ સંબંધમાં વધારે જાણવા ઇચ્છતા હો તો પૂનાના શ્રી કરંદીકરે લખેલું એક ન્હાનકડું પુસ્તક વાંચો. એ પુસ્તકમાં ગાંધીજીના તથા તાત્કાલિક કોંગ્રેસી નેતાઓના ભાષણો તથા યંગ ઇંડિયાના અવતરણો આપીને એ બતાવ્યું છે કે એ કોંગ્રેસી નેતાઓ આ સંબંધમાં કેટલા બધા આગળ વધી ગયા હતા. વાસ્તવમાં એ જોઇને સૌથી વધારે આશ્ચર્ય થશે કે કોંગ્રેસના આ હિન્દુ નેતાઓ 'અલી બંધુઓ'થી તથા 'રાષ્ટ્રિય' મૌલાના આઝાદ તથા બીજા મુસ્લીમ નેતાઓ કરતાં પણ બે કદમ આગળ વધી ગયા અને એવું માનવા લાગ્યા હતા કે જો કાબુલના અમીર દિલ્હી ઉપર અધિકાર કરી લે તો સમજવું જોઇએ કે આપણને સ્વરાજ્યની પ્રાપ્તિ થઇ ગઇ. કારણ કે એ નિશ્ચિત રૂપથી કહેતા હતા કે અફઘાનોનું રાજ્ય સ્વતઃ 'સ્વરાજ્ય' છે. "અમે હિન્દુ મુસલમાન એક છીએ. અમે બંને અવિચ્છિન્ન અને અવિભાજિત રાષ્ટ્ર છીએ." ગાંધીવાદી કોંગ્રેસના નેતા જ્યારે મને જેલમાં

મળવા આવતા હતા ત્યારે એ લોકો કેવા પ્રકારની વાતો કરતા હતા એ મને સારી રીતે યાદ છે. કેવા આશાતીત ભાવોથી એ વખતે એ નેતાઓ અફઘાનીસ્તાનના અમીરને માટે પ્રતીક્ષા કરતા હતા કે તે (અમીર) ક્યારે લાહોર ઉપર કબજો કરશે. એની પછી તુર્કીએ જાતેજ ખીલાફતનું કામ પુરૂં કરી દીધું હતું અને ભારતના સમ્રાટ્ થવાનાં સ્વપ્ન સેવનાર અમીર અમાનુલ્લાને બચ્ચા–ઇ–સાકુએ ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. હવે એ ખીલાફત આંદોલનથી ભારતને કયી જાતનો લાભ થયો? આખા ભારતવર્ષમાં પાન–ઇસ્લામની ધર્માન્ધતાની ભાવના ભારતીય મુસલમાનોમાં વધી ગયા અને હિન્દુઓએ ખીલાફત આંદોલનને જે સહાયતા આપી પોષ્યું હતું એનું ફળ એમને મલબાર, પંજાબ, કોહાટ, અને બંગાળના હુલડોમાં મળ્યું અને હજી પણ હિન્દુઓ જો એનો પ્રતિકાર કરતાં નહીં શીખે તો ખબર નથી પડતી કે હજી કોણ જાણે કેવાં યે ફળ ભોગવવાં પડશે. ગાંધીજીના મસ્તિષ્કમાં ખીલાફત તો હતીજ, છતાં એમણે લંડનના "ડેલી એક્સપ્રેસ" પત્રને પોતાના એક ઉત્તરમાં લખ્યું છે કે તે (ગાંધીજી) ઉપદ્રવી અફઘાનોને કેવી રીતે શાંત બનાવશે. ગાંધીજી લખે છે કેઃ– અફઘાન પઠાણોમાં પણ ચરખો શરૂ કરી દઇશ એટલે એ પણ ભારત ઉપર આક્રમણ કરશે નહિ, મને વિશ્વાસ છે કે પઠાણ જાતિના લોકો પોતાના ઢંગથી ઇશ્વરથી ઘણાજ ભયભીત રહેનારા છે."

ઠીક છેઃ–પરંતુ 'પોતાના ઢંગથી' આ એક મુશ્કેલી ભરેલી બાબત છે. 'પોતાના ઢંગથી ઇશ્વરથી ઘણાજ ભયભીત રહેનારા છે.' એ વાતની અમને પૂરી ખબર છે કે તેઓ કેવા ભયભીત રહે છે. કાશ્મીરથી લઇ સિન્ધુ સુધી એમણે હિન્દુઓની વસ્તીમાં જે આગ સળગાવી છે તેને અમે જાણીએ છીએ. એમણે કેવળ

હિન્દુઓનેજ લૂંટયા છે, કેવળ હિન્દુઓનેજ મારી નાંખ્યા છે, કેવળ હિન્દુઓનીજ સ્ત્રીઓનું અને પુરુષોનું હરણ કરવા તેમને ભગાવ્યા છે. શું છપીનો ફકીર 'પોતાના ઢંગથી' ઇશ્વરથી ભયભીત થનારો મુસલમાન નથી? શું એને માટે ચરખો નથી કે જેથી એ ભારત ઉપર આક્રમણ કરે છે. કેટલી શતાબ્દીઓ સુધીમાં આપના ચરખાનો સ્વીકાર કરી ભારત ઉપર આક્રમણ કરવાનું છોડી દેશે? અને અમ હિન્દુઓએ ત્યાંસુધી શું કરવું જોઇએ? શું ત્યાંસુધી અમે હિન્દુઓ પોતાની સુંદરીઓને હાથમાં ચરખા આપી સૈનિકોના ગેરેજમાં મોકલી દઇએ?...જેવી કે ગાંધીજીએ ગોળમેજી સભાની એક બેઠકમાં ઘણા ગંભીર ભાવથી કહી હતી.

સજ્જનો આ વાતો કોઇ મશ્કરી કરવા હું કહી રહ્યો નથી, પણ હું એવું ઇચ્છું છું કે તમે પોતે પોતાના આ હિંદુઓના મનોગત ભાવ તથા તેમની વિચારધારાને બરાબર સમજી લ્યો કે જેઓ આજ પણ કોંગ્રેસના સર્વોચ્ચ પદો ઉપર વિરાજમાન્ છે. ગાંધીજીજ શા માટે? પંડિત જવાહરલાલ નહેરૂ, સુભાષચંદ્ર બોઝ અને શ્રી. એમ. એન. રોય પણ એજ સિદ્ધાંતના ભક્ત છે. હું કહું છું કે, તેઓ એવી વિચારધારાના શિકાર બની ગયા છે કે જે એવું કહે છે કે "મુસલમાનોને આટલું વધારે આપી દ્યો કે જેથી એમને તેથી વધારે માગવાની ઇચ્છા જ ન રહે. એમનો સાચા હૃદયથી એવો વિશ્વાસ છે કે આમાંજ રાષ્ટ્રીયતાની ગુંચવણ ઉકલી શકશે. પરંતુ હિંદુડમ અપમાનિત થાય અને ગુલામીમાં જકડાઇ જાય એવું ન ઇચ્છનાર તમે પણ આ સિદ્ધાંત ઉપર વિશ્વાસ કરો છો? જો આપ આ સિદ્ધાંત ઉપર વિશ્વાસ નથી કરતા તો શું આપ એજ માણસોને ચુંટી આ અધિકાર આપશો કે તેઓ આગામી ગોલમેજી પરિષદમાં હિંદુઓના નામથી બોલે અને હિંદુઓ તરફથી મુસલમાનો સાથે કોઇ સમજુતી કરી લે? જેઓ આજે કોંગ્રેસના સર્વાધિકારી બન્યા છે તેઓ ઉત્તર પશ્ચિમ

સીમા પ્રદેશનું ભાગ્ય ખાં બંધુઓ ઉપર છોડી દે એવું શું તમે ઇચ્છો છો ? ગાંધીજીએ તો તેમને (ખાં બંધુઓને) પોતાના સહકારી હોવાનું પ્રમાણપત્ર આપી દીધું છે. એવું જ પ્રમાણપત્ર એમણે શું પહેલાં એકવાર અલી બંધુઓને નહોતું આપ્યું ? આ કારણને લીધે હું એવા હજારો અને લાખો હિંદુઓને આહ્વાન કરીને કહીશ કે જેમણે હજુ સુધી હિન્દુપણું છોડયું નથી પણ સ્વભાવથી અંધાપાને લીધે કોંગ્રેસનું અનુકરણ કરી રહ્યા છે, તેઓ આ પ્રશ્ન ઉપર જરા ગંભીરતાથી વિચાર કરે.

ખીલાફત આંદોલન પછી પાછો કોરો ચેક આવ્યો, એની પછી સામ્પ્રદાયિક નિર્ણય આવ્યો. કોંગ્રેસ નેતાઓને સ્મૃતિદોષ હોવાને લીધે તેઓ એક વખતે એક અને બીજે વખતે કંઇ બીજુંજ બોલ્યા કરે છે. પણ એ બધા નિર્ણયોને રદ કર્યા વગર સ્વીકૃત કર્યા કરે છે અને તેને અનુસરી કામ પણ કરે છે. ત્યારપછી કોંગ્રેસનું મંત્રીમંડળ બન્યું. કોંગ્રેસના મંત્રીઓએ સરકયુલર ઉપર સરકયુલર કાઢવા શરૂ કર્યા. જાણે કે સરકયુલરોનું એક મ્હોટું પૂર આવ્યું હોય !! ઉદાહરણ તરીકે યુક્તપ્રાંતના પ્રધાન મંત્રી શ્રી ગોવિન્દ વલ્લભ પંતનો સરકયુલર જુઓ. બીજી બાબતો સાથે સાથે તેઓ મુસલમાનોને આશ્વાસન આપે છે અને કહે છે કે (પંતજીના શબ્દોમાં) "બારાબંકીમાં કોંગ્રેસ સરકારે મોહર્રમના વખતે (મેં) હિન્દુઓને પોતાના મંદિરોમાં આરતી કરવાથી અને શંખ બજાવવાથી રોકી રાખ્યા છે અને કેટલેક ઠેકાણે હોળી વખતે હિદુઓને હિંદુઓ ઉપર રંગ નાખવાની મનાઈ કરી છે. જૌનપુરમાં મેજીસ્ટ્રેટ ઉપર મુસલમાનોએ આક્રમણ કર્યું હતું, પરંતુ મુસ્લીમ લીગના સેક્રેટરીની લાગવગને લીધે આરોપીઓને મુક્ત કરી દીધા છે. યુક્તપ્રાંતમાં સેંકડે ૧૪ ટકા મુસલમાનોની વસ્તી છે, છતાં ત્યાંની કોંગ્રેસ સરકારે ૪ કલેકટરોમાંથી ૩ મુસમાન કલેકટરો નીમ્યા. ૧૩ ડેપ્યુટી કલેકટરોમાંથી ૮ મુસલમાન

ડેપ્યુટી કલેકટર નીમ્યા છે." આવું જ બીજી બાબતોમાં પણ સમજી લ્યો. યુકત પ્રાંતની કોંગ્રેસ સરકારે જે વિજ્ઞપ્તિ પ્રકાશિત કરી છે તેને દરેક હિંદુએ જરૂર વાંચવી જોઇએ. આ પોતાના જ સિદ્ધાંતોનું ખંડન કરવાની એક મોટી યોગ્યતા-પૂર્ણ વિજ્ઞપ્તિ છે. આ વિજ્ઞપ્તિ કોંગ્રેસ સરકારે છુપી રીતે કેવળ મુસલમાનો પાસે મોકલી હતી, પણ જેને દેશદ્રોહી આદિ શબ્દોથી અભિશાપિત કરવામાં આવે છે એવા હિંદુ સભાવાળાઓને આ 'રાષ્ટ્રિય' ધર્મગ્રંથની કેટલીક કોપીઓ મળી ગઇ અને એમણે એને છાપીને વિતરણ કરી દીધી. મારી પાસે સ્થાન નથી નહીં તો હું મધ્ય પ્રાંત અને મદ્રાસ વગેરે સરકારોના સરક્યૂલરો અહીં બતાવત. એમાં પણ એ જ વાતો લખી છે અને એ જ દૃષ્ટિથી લખવામાં આવી છ. મુસ્લીમ લીગના પંચો સમક્ષ એમણે પોતાની વકીલાત કરતાં કહ્યું છે કે, જુઓ સાહેબો! અમે હિંદુઓને એમના ન્યાયોચિત બધા અધિકારોથી વંચિત કરી દીધા છે કે જે અધિકારો ન્યાયોચિત રૂપથી એમના જ હતા. મુસલમાનોને એના કરતાં ઘણુંયે વધારે આપ્યું છે. મુસલમાનોને ન્યાય પ્રમાણે જેટલું મળવું જોઇએ તેના કરતાં ઘણુંયે વધારે આપી દીધું છે. મુસલમાનોએ અમને જ્યાં હિંદુઓને સતાવવા કહ્યું ત્યાં અમે હિંદુઓને સતાવવા કશી કસર રાખી નથી. માટે હવે તો મુસ્લીમ લીગ કોંગ્રેસ મંત્રિમંડળને એવું પ્રમાણપત્ર આપી દે કે અમે નિષ્પક્ષ અને પૂર્ણ રૂપથી રાષ્ટ્રીય છીએ. પણ મુસ્લીમ લીગે 'મુક્તિ દિવસ' મનાવી એગને પ્રમાણપત્ર આપી દીધું છે કે કોંગ્રેસના અઢી વરસના રાજ્યમાં મુસલમાનો કોંગ્રેસના અત્યાચારી શાસનોમાં બહુ જ ત્રસ્ત હતા. એનાથી હવે એમને (મુસલમાનોને) મુકિત મળી છે. આ ઘણા દુઃખની વાત છે કે જે પ્રાંતોમાં મુસલમાનોની સંખ્યા સેંકડે ૭થી૧૨ ટકા જેટલી છે ત્યાં મુસલમાનોને શિક્ષણવિભાગ, પોલીસવિભાગ તથા શાસનના બીજા

વિભાગોમાં સેંકડે ૪૦થી૭૫ ટકા સુધી નોકરીઓ આપી છે મુસલમાનો ઐતિહાસિક મહત્વ ધરાવે છે તથા તેઓ મુગલ સમ્રાટોના સીધા વંશજ છે માટે એમને એ વિભાગમાં સોએ સો ટકા નોકરીઓ મળવી જ જોઇએ. શું લાર્ડ જેટલેંડે પણ આજ મહિનામાં મુસલમાનોને યુદ્ધમાં સશકતતા બતાવતાં કોંગ્રેસી હિંદુઓને યાદ નથી કરાવ્યું કે, મુસલમાન સમ્રાટોએ ભારત ઉપર ઘણા સમય સુધી શાસન કર્યું છે, માટે મુસલમાનો હિન્દુઓ કરતાં શ્રેષ્ઠ છે? સૌભાગ્યની વાત છે કે લોર્ડ જેટલેન્ડને પોતાના પ્રાથમિક જીવનમાં કોઇ મરાઠાની આરંભિક સ્કુલમાં ભણવા નથી મોકલ્યા, નહીંતો એમને પોતાની યુકિતથી હાથ ધોઈ નાખવા પડત. કારણ કે એને માલમ પડી જાત કે એ વીર મુસલમાનોના સામ્રાજ્યને એક નહીં પણ સેંકડો યુદ્ધોમાં કેવી રીતે એને ક્ષત વિક્ષત કર્યા હતા. અને એ મુગલનામધારી સામ્રાજ્યના કેવી રીતે ટુકડે ટુકડા કરી નાખ્યા હતા. તથા મુસલમાનના અભિમાન અને શકિતની ચિતા ઉપર એમણે કેવી રીતે પોતાનું સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપિત કર્યું હતું અને મુગલ સમ્રાટોને પોતાના બંદી બનાવી રાખ્યા હતા.

પણ હવે આપણા કોંગ્રેસ મિત્રોએ મુસલમાનોના આ નવા મુક્તિ દિવસના આંદોલન ઉપર બગડવાથી કોઇપણ લાભ નથી. કાલે એમણે જે પ્રસન્નતાથી મુસલમાનોનો ખિલાફત દિવસ મનાવ્યો હતો એનું અવશ્યંભાવિ પરિણામ આજનો મુક્તિ–દિવસ થવાનો જ હતો. આપ લોકોએ જ તો મુસલમાનોને આ વિશ્વાસ કરાવ્યો છે કે જેટલી વધારે માંગણી એમની વધતી જશે તેટલું અધિક જ આપ એમને આપતા જશો. જેટલી વધારે આંખ તેઓ ફાડશે તેટલા વધારે આપ તેમને મનાવતા જશો, જેટલા કૃતઘ્ન એ થતા જશે આપ તેટલા જ પ્રમાણમાં એમની સાથે પ્રેમ કરતા જશો અને તેથી આપ એમના ધન્યવાદ પ્રાપ્ત કરતા જશો. શું તમે એમને અધિકારોનો કોરો ચેક નથી આપ્યો? પછી જો તેઓ

હાનિપૂર્તિની જે રકમ માગે છે એનાથી આપ ચકિત કેમ થઇ જાવ છો? તે વખતે ડૉ. મુંજે, ભાઇ પરમાનંદ તથા હિન્દુ સભાના બીજા નેતાઓએ આપની ખીલાફત નીતિનો, આપની કોરો ચેક આપવાની નીતિનો "નથી સ્વીકાર કરતા તેમ નથી અસ્વિકાર કરતા" જેવા નિરર્થક પ્રસ્તાવોનો ઘોર વિરોધ કર્યો હતો, છતાં આપ લોકોએ તો એ બધાને સાંપ્રદાયિક અને જાતીય બતાવી નિન્દા કરી હતી. એ વખતે તો આપ મહારાજ શિવાજી તથા મહારાણા પ્રતાપને પણ માર્ગ વિચલિત દેશભક્ત કહેતા હતા, કારણ કે એમણે તલવારના બળથી વિજય મેળવ્યો હતો. આપ પોતે તો એક નવા ઇસા મસીહ બનીને આવ્યા હતા કે જે બધા ઉપર પ્રેમથી વિજય મેળવી આખા સંસારને પોતાના આંતર અવાજથી સંચલિત કરવા માગતા હતા. પણ આજ તો આપને પોતાને પણ પોતાનો માર્ગ હાથ લાગતો નથી એ કેટલી બધી દયાજનક બાબત છે! કેવળ એક વ્યક્તિ ઉપર એટલે મુસ્લિમલીગના પ્રેસીડંટ ઉપર પ્રેમથી કેવી રીતે વિજય મેળવવો એ રસ્તો આપને જડતો નથી. આપ બ્રિટિશ ગવર્નરો અને વાઇસરાયોના દ્વાર ઉપર જઇને કહેતા ફરો છો કે હું સહાયતા કરવાને તૈયાર છું.

જ્યારે કોઇ વખત કોઇ અંગ્રેજ અધિકારી અથવા અંગ્રેજ નેતા હિન્દુ મહાસભાની કોઇ પણ બાબતનો ઉલ્લેખ જરાક પ્રશંસા સાથે કરે છે તો કોંગ્રેસના રાષ્ટ્રિય લોકો સાત્વિક ક્રોધમાં આવી જઇ કહેવા લાગે છે કે જુઓને! હિન્દુ મહાસભા રાષ્ટ્રિય વિરોધી સંસ્થા છે. આને માટે આના કરતાં વધારે પ્રમાણ શું જોઇએ કે બ્રિટિશ લોકો પણ એની નીતિને જ્યાં ત્યાં સમર્થન કરે. પરંતુ એજ રાષ્ટ્રિય કોંગ્રેસના નેતાઓમાં આ વાત એક હોડના જેવી થઇ રહી છે કે તેઓ વધારેમાં વધારે ગવર્નરો અને વાઇસરાયોના પ્રશંસા-પત્રો લઇ સંસારને એ બતાવવા માગે છે

કે કોંગ્રેસ મંત્રિમંડળનું શાસન ખરાબ નહોતું, એમણે બ્રિટિશ સરકારને આધીન રહી એમને સંતોષ થાય એવું શાસન ચલાવ્યું. તે સિવાય વળી બીજી એક મજાની વાત જણાય છે કે કોંગ્રેસના તેજ નેતાઓ કે જેઓ હિન્દુ સંઘટનવાદી નેતાઓને એટલા માટે દોષ આપે છે કે તેઓ સીમાપ્રાંત, મલબાર અને બંગાળમાં મુસલમાનોના અન્યાયને દૂર કરવા સરકારને પ્રાર્થના શામાટે કરે છે? પણ આજ તેજ નેતાઓ મુસ્લીમલીગના ભીષણ અભિયોગોથી ગભરાઇ જઇ ગવર્નર અને વાઇસરાયોને પોતાના સર્વશ્રેષ્ઠ પંચ સ્વીકારવા તૈયાર થાય છે. "કોંગ્રેસ નિર્દોષ છે" એમના એવા નિર્ણયથી કોંગ્રેસની પ્રતિષ્ઠાની રક્ષા કરવા માગે છે. શું હવે એ રાષ્ટ્રવિરોધી બાબત નથી કે એક ત્રીજા બહારના દળને પોતાના ઘરના ઝઘડાઓમાં હસ્તાક્ષેપ કરવા કહેવું?

અહીં આ વાત પણ જાણવા યોગ્ય છે અને એટલા માટે જણાવવા જેવી છે કે "ત્રીજા દળ" ની વાત પણ કોંગ્રેસના અંધ વિશ્વાસમાંથી જન્મી છે. એનાથી ઘણી જ ભૂલો થઇ છે. તેઓ સદા એવું સમજતા રહ્યા છે કે જો મુસલમાનોને એકલા છોડી દેવામાં આવશે તો તેઓ કોઇ દિવસ રાષ્ટ્રવિરોધી, હિન્દુ વિરોધી યોજનામાં સંમીલિત થશે નહિ. જેમાં મિ૦ ઝીણા, મિ૦ હક અને મિ૦ હયાતખાં જેવા સીધા અને સાદા નેતા છે તેઓ રાજનીતિક છળ કપટને શું જાણે!! મુસલમાન ઇસ્લામના સત્યને માનનારા છે. હિન્દુઓ તરફ એમનો સદ્દભાવ છે, તેઓ હિન્દુઓ ઉપર કોઇ પણ પ્રકારનું રાજનીતિક આક્રમણ નહીં કરી શાંતિને ઇચ્છનારા છે. આટલું જ શામાટે? સીમાપ્રાંતના સરહદી પઠાણો "વીર મોપલા બંધુ" બંગાળ અને સિંધના મુસલમાનોએ હિન્દુ જનતા ઉપર જે ભયંકર અત્યાચારો કર્યા છે, તે અત્યાચારો પોતાની ઇચ્છાથી નથી કર્યા, કારણ કે એમને એવા અત્યાચાર કરવાની ઇચ્છા નથી થતી પણ તેમને એક ત્રીજા દળ–અંગ્રેજોએ

હિન્દુઓ વિરુદ્ધ વિદ્રોહ કરવા ઉત્તેજિત કર્યા છે. જ્યાંસુધી બ્રિટિશ લોકો અહીં નહોતા આવ્યા ત્યાંસુધી અમે હિન્દુ અને મુસલમાનો ખૂબ પ્રેમ સાથે ભાઇભાઇની માફક રહેતા હતા અને હિન્દુ મુસલમાનોનાં કોઇ દિવસ હુલડો થયાં ન હોતાં.

આ પ્રથમ પંકિતના રાજનીતિક અંધવિશ્વાસમાં આજ પણ હજારો કોંગ્રેસીઓ પડયા છે. એમના અંધ વિશ્વાસ પ્રમાણે જાણે કે મહમદ કાસમ, ગિજની, ઘોરી, અલ્લાઉદ્દીન, ઔરંગજેબ આદિને ત્રીજા દલ અંગ્રેજોએજ ઉત્તજિત કરી હિંદુ ભારત ઉપર ધર્માન્ધ-તાના ક્રોધથી આક્રમણ કરવા કહ્યું હતું. જાણે કે નિરંતર યુદ્ધથી ભરેલો દશ શતાબ્દીઓનો હિંદુમુસલમાનનો ઇતિહાર માત્ર કપોલ કલ્પનાજ છે. જાણે કે એ બધું મિથ્યાજ છે. જાણે કે અલી બંધુઓ અને મિ. ઝીણા કેવળ બાળકજ હોય, કે જેથી બ્રિટિશ સ્વેચ્છાચારી લોકોના કહેવાથી અથવા એમને સાકરની ગાંગડી આપવાથી એ ખરાબ થઇ પોતાના પાડોશીના ઘર ઉપર પત્થરા ફેંકવા માંડશે. એ કોંગ્રેસી નેતાઓ કહે છે કે "જ્યાં સુધી અંગ્રેજો અહીં નહોતા આવ્યા ત્યાંસુધી હિંદુ અને મુસલમાનોમાં હુલ્લડો થયાની વાતજ કોઇ દિવસ સાંભળી ન હોતી." હા, એ ઠીક છે, પણ એ વખતે હિંદુ અને મુસલમાનો વચ્ચે હુલડો નહોતાં થતાં પણ લડાઇઓ થતી હતી.

ગાંધીવાદી કોંગ્રેસી નેતાઓની એ વાત માની લઇએ કે, તૃતીય દલ અંગ્રેજો જાદુઇ લાકડી મુસલમાનો ઉપર ફેરવી હિંદુ અને મુસલમાનોમાં રાષ્ટ્ર વિરોધી અને હિંદુ વિરોધી ભાવનાઓ ભરે છે તો પછી એ તૃતીય દલના બ્રિટિશ ગવર્નર અને બ્રિટિશ વોયસરોય તરફથી ગાંધીજી અને એના સહકારી કાર્યકર્તાઓને એ આશા કેવી રીતે થઈ ગઇ કે એ ત્રીજુ દળ સર્વશ્રેષ્ઠ પંચ થઈ નિર્ણય કરશે કે મુસ્લીમ લીગે કોંગ્રેસ ઉપર જે અભિયોગ

લગાવ્યો છે એ સાચો છે અથવા ખોટો છે. શું જે લોકો મુખ્યતાથી એવાં હુલડોમાં સહાયતા કરતા હતા શું તેજ વ્યક્તિઓ હવે ન્યાય કરશે? જો કોંગ્રેસનો અંધવિશ્વાસ સાચો હોય તો બ્રિટિશ લોકો એવો નિર્ણય કરશે કે જેથી કોંગ્રેસ અને મુસ્લીમ લીગમાં પરસ્પરનો ખરાબ ભાવ વધારે તીવ્ર થઇ હિંદુ મુસલમાનોની એકતાની ભાવના બીલકુલ ઓછી થઈ જશે. માટે કાંતો ત્રીજા દલવાળો સિદ્ધાંત ખોટો છે અથવા તેઓ મોટી ભૂલ કરી એ ત્રીજા દલની પાસે ન્યાય મેળવવા પહોંચી જાય છે. આવી જાતનો કોંગ્રેસીય પ્રયત્ન દુર્ભાવ ફેલાવી રહ્યો છે.

આજ પણ જો કોંગ્રેસી હિંદુઓ જાણી લે કે મુસલમાનોનો ધર્મ એમની પરંપરા અને એમનો ઇતિહાસ એમને એવુ શીખવે છે તથા એમનામાં એવી ભાવના ઉત્પન્ન કરે છે કે જેનાથી એમની મહાત્વાકાંક્ષા મુસલમાની રાજ્ય સ્થાપન કરવા માટે ઉત્પન્ન થાય છે. તો તેઓ (કોંગ્રેસીઓ) નિરંતર ભયંકર ભૂલો અને અસંગત વાતો જે કરે છે. તેનાથી બચી જાય. બ્રિટિશ સરકારનું જ્યાં હિત થવાનું હોય છે ત્યાં એમની નીતિ દિવાસળીનું કામ આપે છે. પણ વિસ્ફોટક વસ્તુઓનો ભંડાર સાચા રૂપમાં મુસલમાનો છે એને રોકી શકાય છે પરંતુ દુઃખ તો એમની અવસ્થા ઉપર છે કે જે વિસ્ફોટક ભંડારના આસ્તિત્વનો સ્વીકારજ કરતા નથી અને તેઓ એમ માની રહ્યા છે કે દિવાસળી જ વિસ્ફોટક ભંડાર (દારૂખાનું) છે જો આ દીવાસળી બ્રિટિશની બનાવેલી ન હોય તો પણ બીજાની બનાવેલી દીવાસળીથી આ કામ ચાલી શકે છે એટલુંજ નહિ પરન્તુ આ દારૂખાનાની આ પણ એક વિશેષતા છે કે એ આપોઆપ સળગી ઉઠે છે. બીજી વાત એ પણ છે કે મુસલમાનો એટલા અધિક ક્રિયાત્મક રાજનીતિજ્ઞ છે કે એમનો આ ગુણ એક દોષના રૂપમાં ફરી જાય છે. એટલા માટે વ્યાપક રૂપથી એ પોતાથી અધિક સબલ દલની આગળ ઝુકી જાય છે

અને જે એના ઘોર વિરોધી છે તેમની સાથે પણ મિત્રતા કરી લે છે. પરંતુ જે એનાથી નિર્બલ છે તેમને તો એ ઠોકરે જ ચઢાવે છે. શું ઇંગ્લાંડે એમને ભારત તથા સંસારના બીજા દેશોમાં દબાવી એક પરાધીન જાતિ નથી બનાવી? પરંતુ આજ ઇંગ્લાંડ બન્ને કરતાં વધારે શક્તિશાલી છે. માટે તેઓ ઇંગ્રેજોની તો ખુશામત કરશે અને હિંદુઓ સામે તો પોતાની શક્તિ બતાવશે. જો આવતી કાલે હિંદુઓ પ્રબળ બની જાય તો તેઓ હિંદુઓ સાથે પણ ભાઇચારાનો વ્યવહાર કરશે જેમકે તેઓએ પેશવાના વખતે મરાઠાઓની સાથે અને રણજિતસિંહના સમયમાં શીખોની સાથે કર્યો હતો. આજ કારણ હતું કે તે વખતે "હિંદુ મુસલમાનોનાં હુલડો તે દિવસોમાં થતાં ન હોતાં" કે જેને આજ કોંગ્રેસે પોતાનું આદર્શ વાક્ય માની રાખ્યું છે.

## મુસ્લીમ લીગના મુક્તિ-દિવસનો પ્રતિકાર કરવા માટે સૌથી શ્રેષ્ઠ ઉપાય એ છે કે કોંગ્રેસનો શુદ્ધિ-દિવસ મનાવવો.

હું સાચા ભાવથી આપણા કોંગ્રેસી મિત્રોને કહું છું અને વિશેષ કરીને તો ગાંધીવાદી કોંગ્રેસીઓને કહું છું કે, મુસ્લીમ લીગના આ મુક્તિ-દિવસના આંદોલનથી દુઃખિત થવાને બદલે, મુસ્લીમ લીગના નેત્રકટાક્ષથી ઘાયલ થવાને બદલે આ આંદોલનને આંખો ઉઘાડનાર સમજવું જોઇએ અને જે ભયાનક માર્ગ તરફ તેઓ (કોંગ્રેસીઓ) આગળ વધતા જાય છે એ માર્ગ ઉપર ચાલવું સદાને માટે બંધ કરી દેવું. હવે તેઓ મુસલમાનોની સાથે મુસલમાની યોગ્યતાથી (હૈસીયતથી) વ્યવહાર કરવો બંધ કરી દે. કોંગ્રેસ પોતાની મૌલિક ભૂલ સુધારીને પોતાની શુદ્ધિ કરે. અને કોંગ્રેસ જે પોતાને ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ હોવાનો દાવો કરે છે એને વાસ્તવિક રૂપથી પૂર્ણ કરે. હવે આ બાબતને પ્રાદેશિક રાષ્ટ્રીયતાનો આદર્શ સમજવો જોઇએ. અને પોતાનો આ

સંબંધ બિલકુલ નવી રીતથી સ્થાપિત કરવો જોઇએ. કોંગ્રેસ સદાને માટે આ જાહેર કરી દેવું ઉચિત છે કે, કોંગ્રેસ હવે કેવળ આ સિદ્ધાંતો માનશે.

( ૧ ) કોંગ્રેસ કોઈ પણ મુસલમાનને મુસલમાન, ખ્રીસ્તીને ખ્રીસ્તી અને હિંદુને હિંદુની રીતે સ્વીકાર કરતી નથી, પણ એ બધાને ભારતીયની રીતે સ્વીકારે છે. અને એટલા માટે એ બધા નાગરિકોની માફક મૌલિક અધિકારો કરતાં વધારે કોઇને સામ્પ્રદાયિક, ધાર્મિક અથવા જાતીય હિતો સાથે સંબંધ નહીં રાખે.

( ૨ ) "એક આદમીને એક જ મત હોય" આ સિદ્ધાંત સિવાય બીજો કોઈ વૈધાનિક સિદ્ધાંત કોંગ્રેસ સ્વીકારતી નથી.

ભારતની વિશેષ સ્થિતિને ધ્યાનમાં રાખી કેવળ એક ઉપાય નમ્રતાપૂર્વક એ હોઇ શકે છે કે જો સાંપ્રદાયિક પ્રતિનિધિત્વ રાખવું હોય તો તે જનસંખ્યાના બીલકુલ પ્રમાણ પુરસ્સર રાખવામાં આવે એ જ સિદ્ધાંત સરકારી નોકરીઓ માટે પણ હોઇ શકે પણ એનું પાલન ગુણના આધાર પર જ હોવું જોઇએ.

આ બધા ઉપરાંત જ્યાં સુધી રાષ્ટ્રિય અને ઉચિત વિધાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કોંગ્રેસ કોઇ એવા વિધાનની કોઇ પણ ચુંટણીમાં ભાગ લેવાનું પ્રલોભન છોડી દે, કે જે જાણી જોઇને અમ ભારતીયોની અખંડતાને વિભાજિત કરવા માટે જ રચવામાં આવ્યું હોય અને જે કેવળ સાંપ્રદાયિક વિભાગો ઉપર ઉભું કરવામાં ન આવ્યું હોય પણ ભારતની બહુસંખ્યક જાતિને માટે ઘણું જ હાનિકારક હોય અને જે અલ્પસંખ્યક ભારતીય મુસલમાનોને સમસ્ત રાષ્ટ્ર વિરુદ્ધ તે કાર્ય કરવાને માટે ઉત્તેજિત કરે છે કે જે આ વિધાનનો ઉદ્દેશ છે. જ્યાં સુધી પૃથક્ નિર્વાચનનું વિધાન છે કે જેમાં મુસલમાન અને "બધા" અર્થાત્ હિંદુ છે ત્યાં સુધી મુસ્લીમ લીગ અને હિંદુસભાને ચુંટણીમાં ભાગ લેવા

દેવો જોઇએ અને કોંગ્રેસ એક રાષ્ટ્રિયતાની યોગ્યતાથી અલગ ઉભી રહે અને પોતાનું રાષ્ટ્રીય રૂપ બનેલું રાખવા માટે નીચે ઉતરીને સાંપ્રદાયિક બની ચુંટણીમાં ભાગ ન લેવો જોઇએ.

જો કોંગ્રેસ પોતાના ગત હિંદુ વિરોધી ભાવોની શુદ્ધિ કરવાનું સાહસ કરે અને મેં જે પ્રમાણે ઉપર બતાવ્યું છે તે સ્થિત થઈ જાય તો કોંગ્રેસની પ્રતિષ્ઠા એક રાષ્ટ્રિય સંસ્થાની યોગ્યતાથી જલદી વૃદ્ધિંગત થઈ જાય. અને જ્યારે એ અવસ્થામાં કોંગ્રેસ આવશે ત્યારે હિન્દુ મહાસભાનો વ્યાપક રૂપથી પૂર્ણ વિશ્વાસ ફરીથી પ્રાપ્ત કરી શકશે.

પણ હવે કોંગ્રેસ દ્વિવિધ ખેલ ખેલી શકશે નહિ. એક તરફ તો તે હિન્દુ મતદાતાઓના મતોથી ચુંટણીમાં ચુંટાઇ જાય અને બીજી તરફ ચુંટાઇ ગયા પછી રાષ્ટ્રીયતાના નામ ઉપર હિન્દુ ન્યાયોચિત હિતો તરફ વિશ્વાસઘાત કરે. હવે કોંગ્રેસ શિકારી કૂતરાઓ સાથે શિકાર કરી સસલાની સાથે ભાગી શકશે નહિ. (આવા દ્વિવિધ ખેલમાં) મુસલમાનો એને ઉચિત રૂપથી જ હિન્દુઓની સંસ્થા સમજશે અને હિન્દુઓ એને મિથ્યા રાષ્ટ્રવાદી અને હિન્દુઓના હિતો માટે ભયાનક સમજશે. શું હું કોંગ્રેસ પાસેથી એવી આશા રાખી શકું કે એ પોતાની આંખ ઉઘાડે? જો આજ પણ કોંગ્રેસ પોતાને સંભાળી લે તો કંઇ હજી બહુ બગડયું નથી. જેવું કે મારા મિત્ર શ્રી કેતકરે પૂનાના 'મરહટા' પત્રમાં પ્રકાશિત કર્યું છે કે, મુસ્લીમ લીગના મુક્તિના દિવસનો પ્રતિકાર કોંગ્રેસે શુદ્ધિનો દિવસ મનાવી કરવો જોઇએ અને ઉપર બતાવેલી વિધિ પ્રમાણે સાચી રાષ્ટ્રિયતાની ઘોષણા કરી દે તથા મુસ્લીમ લીગને અંતિમ રૂપમાં લખી આપે અને બતાવી આપે કે અન્તિમ બાબત આ છે:– "જો તમે આવો તો તમારી સાથે, જો તમે નહીં આવો તો તમારા વિના અને જો તમે વિરોધ કરશો તો

તમો વિરોધ કરતા રહેશો અને અમે હિંદુસ્થાનને સ્વાધીન કરવા માટેનો સંગ્રામ એટલી વીરતાથી કરતા રહીશું કે જેટલી વીરતાથી થઇ શકશે"

જો મુસલમાન મિત્રો પોતાના અધિકારોની પરિભાષા કરાવવા માટે રોયલ કમિશનની માગણી કરે છે, તો કોંગ્રેસે કોઇ પણ લાગવગ લગાડયા વગર એ સ્પષ્ટ કહી દેવું જોઇએ કે, "જો તમે કોઇ સ્વતંત્ર પંચનો જ નિર્ણય કરાવવા માગતા હો તો સંસારમાં સૌથી શ્રેષ્ઠ અદાલત રાષ્ટ્રસંઘની છે એણે સંસારના અલ્પસંખ્યકોના અધિકાર સંબંધમાં પહેલેથી કાયદો બનાવી રાખ્યો છે. ભારતના અલ્પસંખ્યક દલોના પ્રશ્નનો નિર્ણય રાષ્ટ્રસંઘમાં જ કરી લેવામાં આવે." જો કોંગ્રેસ પહેલેથી આ બાબત ઉપર મક્કમ રહી હોત તો ડૉ મુંજેએ ગોળમેજી પરિષદમાં જે પ્રસ્તાવ કર્યો હતો. તે પ્રમાણે આજ પણ એ બધી બાબતો આ વિકટરૂપથી બગડી શકશે નહિ.

હિન્દુ મહાસભા નિકટના ભવિષ્યમાં પોતાની ચુંટણીની વિજ્ઞપ્તિ પ્રકાશિત કરશે, ત્યારે તે પોતાનો આર્થિક કાર્યક્રમ વિસ્તૃત રૂપથી બતાવશે. આ વખતે હું આટલું જ કરી શકું કે, કેટલાક મોટા મોટા સિદ્ધાંતો પ્રસ્તાવના રૂપમાં આપને બતાવું. મારી પાસે અત્યારે સ્થાન નથી કે હું વિસ્તાર-પૂર્વક લખું. પહેલો સિદ્ધાંત એ છે કે, માણુસ કેવળ આર્થિક જીવ જ નથી, ઇસા મસીહે ઠીક જ કહ્યું છે કે-માણુસ કેવળ રોટલી ખાઇને જ જીવતો નથી. આ વાત જેટલી આધ્યાત્મિક દષ્ટિથી ઠીક છે તેટલી જ જાતીય, સાંસ્કૃતિક, રાષ્ટ્રિય તથા બીજી બધી દષ્ટિઓથી પણ ઠીક છે, કારણ કે એ બાબત માનવ સ્વભાવને બતાવે છે. માટે આખી માનવજાતિના ઇતિહાસને કેવળ આર્થિક આધાર પર ઉભો કરવાનો યત્ન કરવો તે માત્ર એક તરફી જ કહેવાય. મનુષ્ય

માત્રના જીવનમાં ભૂખ જ એક આવશ્યકીય બાબત છે તે પણ એક તરફી જ છે. રોટલીની સમસ્યા અને ભૂખ સિવાય પણ માણસોને બીજી મૌલિક જરૂરીયાતો પણ છે. ઉદાહરણ તરીકે વિષયાસક્તિ અને બૌદ્ધિક ભાવના આદિ. એમાં કેટલીક એવી જરૂરીઆતો છે કે જે સ્વાભાવિક છે. કેટલીક ઇચ્છાથી પ્રાપ્ત થાય છે કેટલીક ઇચ્છાઓ વ્યક્તિગત હોય છે અને કેટલીક સામાજીક ઇચ્છાઓ હોય છે. માનવ સ્વયં વિચિત્રતાનું પુતળું છે. માટે એનો ઇતિહાસ પણ એવો જ છે. માણુસને પેટ છે પણ પેટ મનુષ્ય નથી. આ કારણને લીધે જે એમ ઘણી વખત કહેવામાં આવે છે કે, આર્થિક આધાર ઉપર જાતિ બનાવવી જોઇએ. આજ ઉપાય બધા ધાર્મિક, જાતીય, રાષ્ટ્રિય અને માનવ જાતિના વિરોધને મટાડવાની રામબાણ દવા છે, આ કહેવું કેવળ છીછરૂં અને અર્થહીન છે. યૂરોપમાં જ્યાં આ સિદ્ધાંતના (કેવળ રોટીના સિદ્ધાંતના) પ્રચારકો ઉત્પન્ન થયા છે અને માનવ જાતિની બધી સંસ્થાઓને કેવળ આર્થિક સંચાઓમાં ઢાળવા ભયંકર પ્રયત્ન કરવામાં આવે છે છતાં પણ ધાર્મિક, જાતીય અને રાષ્ટ્રિય ભેદભાવ ઉક્ત સિદ્ધાંતના પ્રચાર કરવામાં ભયંકર પરિણામ રૂપે સિદ્ધ થયો છે. જો કે જર્મની, ઇટલી, ફ્રાંસ, પોલાંડ અને ઇંગ્લાંડ ઇત્યાદિ દેશોમાં શતાબ્દીઓથી ઘોર આંદોલન થતાં રહ્યાં છતાં પણ ત્યાં ધાર્મિક, જાતીય ભેદભાવ દૃઢતા પૂર્વક બન્યા રહ્યા છે. કેવળ આજ એક વાત એનું પ્રમાણ છે કે તમે કેવળ એક જ ઝટકાથી અથવા એક વિચારથી તુરતમાં જ ધાર્મિકતા, જાતીયતા અને રાષ્ટ્રિયતાને મટાવી શકશો નહિ. જે લોકો આ સીધી સાદી, યુક્તિ આપે છે "જો તમે બધા આર્થિક યોજના ઉપર સંઘટિત થઇ જાવ અને તમારા બધા ભેદભાવો જાતીય અને સાંસ્કૃતિક અંધ વિશ્વાસોને ભૂલી જાવ" તેઓ પોતે આ ભૂલ કરી રહ્યા છે, કે, આ "જો" જ ક્રિયાત્મક દૃષ્ટિથી એની આખીયે યુક્તિ

પર પાણી ફેરવી દે છે, માટે હિન્દુ સંગટનવાદી કાર્યકર્તાઓને આ ધોખામાં પડવું જોઇએ નહિ કે આખા ભારતવર્ષમાં સાંસ્કૃતિક, સામાજિક અને રાષ્ટ્રિય રૂપની જે સમસ્યાઓ આપણને ધમકી આપી રહી છે એ બધાનો નિર્ણય કેવળ એક માત્ર આર્થિક કાર્યક્રમથી થઇ જશે.

બીજી વાત એમણે એ પણ યાદ રાખવી જોઇએ કે આર્થિક પ્રશ્ન પણ ભારતવર્ષમાં કેટલીક પરિસ્થિતિઓમાં ધાર્મિક અને જાતીય બંધનોથી જકડાઇ ગયો છે. હિન્દુ સંઘઠનવાદી કાર્યકર્તાઓને કેટલાયે સ્થાનો પર એવા અનુભવો થયા હશે કે જો કોઇ એવો વ્યાપાર કરવા લાગે કે જેની મોનોપોલી મુસલમાનોના હાથમાં છે, તો મુસલમાનો એમને કષ્ટ આપે છે. હિન્દુ પીંજારાઓ અને ટાંગાવાળાઓને પણ કેટલાયે સ્થાનો પર મારી નાખવાની ધમકી આપવામાં આવી છે. આજ વાત પર ધ્યાન આપો:–સીમા પ્રાંતના નગરોમાં અને ગામડાઓમાં મુસલમાન ડાકુ લોકો લૂટો ચલાવે છે અને ઢોલ વગાડીને કહે છે કે, 'અમે કેવળ હિન્દુઓનેજ લુંટીશું, મુસલમાન દુકાનદારો અને શાહુકારોને જરાપણ છેડતી કરીશું નહિ." આવી જાતનાં એક નહિ પણ સેંકડો ઉદાહરણ આપી શકાય છે. હવે આપ વિચારો કે આવી પરિસ્થિતિઓમાં હિન્દુઓને માટે હિન્દુઓના સંગઠન સિવાય તેમના તાત્કાલિક રક્ષણને માટે બીજો કયો ઉપાય છે? મુસ્લીમ પોલીસ મુસ્લીમ લાયકાતથી હિન્દુઓનું રક્ષણ કરી શકશે નહિ. આ તો સ્પષ્ટ રૂપથી ધાર્મિક, જાતીય અને સાંસ્કૃતિક મહામારી છે. એનો ઉપાય તેજ પેટંટ આર્થિક ગોળીઓથી થઇ શકશે નહિ.

એ કરોડો ધર્માંધ મુસલમાનોને, ઉદાહરણ તરીકે સક્કરમાં હુલ્લડ મચાવનારા મુસલમાનોને, એવો ઉપદેશ આપવો કે તમારાં હિતો હિદુઓનાં હિતો સાથે છે. શું આવું કહી તમે એમને

માનવજાતિનું બંધુત્વ શીખાવી શકશો? જો એમ થાય તો ઘણી સારી વાત છે. જે લોકો એમ કરવા ઈચ્છતા હોય તેમણે એ ઉપાય અજમાવીને પરીક્ષા કરી લેવી જોઇએ. પણ એમને એવી પરીક્ષા કરવા અને પ્રયત્ન કરવા માટે કેટલીય શતાબ્દીઓ લાગશે? અને ત્યાં સુધીમાં હિંદુઓએ શું કરવું? શું એ વાત ગાંધીજીની એ ધૂન સમાન નથી કે ગાંધીજી ચરખો જારી રાખી સંસારભરને અહિંસાનો પાઠ ભણાવી દેશે. એ બાબતો એવી છે કે ઉંદરને મ્યાઉંના કારણને પકડવા માટે કહેવું અને એ બીલાડીને પકડવાની યોજના ઉંદરને બતાવવી. ખરી રીતે તો હિન્દુ લોકોએ બીજા ક્રિયાત્મક ઉપાયોથી પોતાનું રક્ષણ કરવું જોઇએ.

જો બધા ભારતવાસી એક થઇ પોતાનું સંઘટન આર્થિક આધાર ઉપર કરી લે તો ધાર્મિક, જાતીય અને સાંસ્કૃતિક ઝઘડાઓ એક ધૂમસની માફક દૂર થઈ જાય એમ કહેવું એ તો માત્ર હવાઇ કિલ્લાઓ બાંધવાના છે. આપણે હિન્દુ સંઘટનવાદીઓને યોગ્ય છે કે એવા હવાઈ કિલ્લા બાંધનારાઓને એવા કિલ્લા બાંધવા દેવા. આપણે તો ક્રિયાત્મક રાજનીતિક છીએ. આર્થિક પ્રશ્નોના સંબંધમાં આપણે કેવળ એટલો જ પ્રયત્ન કરવો જોઇએ કે જેથી હિંદુ રાષ્ટ્રની આર્થિક ઉન્નતિ થાય. ભારતવર્ષની વિશેષ સ્થિતિમાં તથા સામાજીક ઉન્નતિ અને વિચારની દૃષ્ટિથી નિકટના ભવિષ્યમાં ભારતની જરૂરીયાતોની પૂર્તિ માટે રાષ્ટ્રિય મિતવ્યયતા સૌથી વધારે ઉપયોગી નીવડશે. આપણી રાષ્ટ્રિય ઉન્નતિનાં પ્રીસ્ક્રીપશનનાં તત્વોને તથા વિશેષતાઓને બતાવવા માટે હું આપણી આર્થિક નીતિનું નામ "બધી જાતનાં હિત રાખનારાઓનું રાષ્ટ્રિય એકીકરણ" રાખીશ. એજ હિંદુ સંઘટન-વાદીઓની આર્થિક નીતિનું પાર્શ્વ થશે.

## આપણી આર્થિક નીતિ, સમસ્ત વર્ગોનું એકીકરણ.

(૧) સૌથી પહેલાં આપણે મશીનોનું સ્વાગત કરીશું. આ મશીન–યુગ છે. હાથની કારીગરીનું પણ સ્થાન રહેશે અને એને ઉચિતમાત્રામાં પ્રોત્સાહન પણ આપવામાં આવશે. પરંતુ રાષ્ટ્રિય ઉપજ મશીનથીજ વધારે પ્રમાણમાં થઇ શકશે.

(૨) કીસાન અને મજુરો રાષ્ટ્રિય સંપત્તિનું પ્રધાન સ્રોત છે. એક મજબુત સૈન્ય પોતાની શક્તિ અને સ્વાસ્થ્યને માટે મુખ્ય ભાગે એ બંને વર્ગ ઉપર અવલંબિત રહે છે માટે એ વર્ગોને શકિત સંપન્ન બનાવવાના હેતુથી ગામડાંઓની ઉન્નતિ કરવા માટે કોઇપણ અસરકારક ઉપાયને જતો કરવામાં આવશે નહિ. કારણ કે ગામડાં એ શકિતનું ઉદ્દગમ સ્થાન છે. મજુર અને કીસાનોને રાષ્ટ્રિય સંપત્તિમાંથી એટલો ભાગ તો જરૂર મળશે કે જેનાથી તેઓ કેવળ પેટનુંજ પુરૂં કરશે એટલુંજ નહીં પણ સાધારણ રીતે તેઓ સુખપૂર્વક જીવન વ્યતીત કરી શકશે. આટલું કરી આપવા છતાં આ વાત જરૂર ધ્યાનમાં રાખવી જોઇએ કે તેઓ પણ રાષ્ટ્રનું એક અંગ છે. એઓનું પણ એ કર્તવ્ય અને દાયિત્વ છે કે જે સંપૂર્ણ રાષ્ટ્રનું છે. આ કારણને લીધે તેઓ પોતાના હિસ્સાને એવા રૂપે પરિણામમાં લાવશે કે જેથી શિલ્પની ઉન્નતિ થઇ શકે.

(૩) વર્તમાન પરિસ્થિતિમાં રાષ્ટ્રિય સંપત્તિ મુખ્યતયા વ્યકિતગત છે અને દેશનાં શિલ્પ અને ઉદ્યોગને માટે એની ઘણી જરૂર છે માટે એને પણ પ્રતિફળ અને પ્રોત્સાહન આપવાં પડશે. પણ મજુર અને પુંજીપતિઓ એ બંનેનું હિત સમસ્ત રાષ્ટ્રની આવશ્યકતાને આધીન રહેશે.

(૪) જો શિલ્પથી ઉન્નતિ થઇ તો એનાથી જે લાભ થશે, એનો વધારેમાં વધારે ભાગ મજુરોમાં વહેંચી નાંખવામાં આવશે.

પણ જો ધંધા અથવા શિલ્પને હાનિ થઇ તો મજુરોને પણ ઓછી કરેલી રકમથી સંતોષ માનવો પડશે, જેથી રાષ્ટ્રિય શિલ્પ અને ધંધાઓને કોઇ સ્વાર્થી વર્ગ પોતાને આધીન ન કરી લે. પછી તે વર્ગ પૂંજીપતિઓનો હોય તો પણ ભલે અને મજુર વર્ગનો હોય તોપણ ભલે. ટુંકમાં એટલું જ કે સમય સમય પર પૂંજીપતિઓનું અને મજુરોનું એવું એકીકરણ કરી દેવામાં આવશે કે જેનાથી સમસ્ત રાષ્ટ્રિય ઉદ્યોગોને ઉન્નત કરી દેશને સ્વાવલંબી બનાવી દે.

(૫) કેટલાક કુંચીના ધંધાઓ અને એવા ધંધાઓના સંબંધમાં કે જેને રાષ્ટ્રિય બનાવી લેવાનો નિશ્ચય રાષ્ટ્રિય સરકાર કરે તો એવા વ્યવસાયો (ધંધાઓ) ને સરકાર રાષ્ટ્રિય કરી શકશે, પણ તે ત્યારેજ કરી શકશે કે જ્યારે તે વ્યક્તિગત રૂપ વ્યવસાય કરનાર કરતાં વધારે શક્તિથી ખીલવી શકે.

(૬) આ સિદ્ધાંત ખેડ ઉપર પણ લાગુ પડશે. અમે જમીનદાર તથા ખેડુતોના હિતોનું એવું એકીકરણ કરીશું કે જેથી ખેતીની સમૂહરૂપથી ઉપજ વૃદ્ધિગત થાય તથા જમીનદાર તથા ખેડુતોની સ્વાર્થમય ખેંચાતાણીમાં ઉપજને કોઇ હાનિ ન પહોંચે.

(૭) કેટલીક બાબતોમાં સરકાર જમીન લેશે અને ખેડુતોને શીખવવા માટે મોટાં મશીનોદ્વારા વૈજ્ઞાનિક રૂપથી ખેડુતોને ખેતી કરવાનું શીખવશે.

(૮) જેનાથી દેશની રાષ્ટ્રીય ઉપજ ઓછી થાય છે એવી બધી હડતાળો તથા કાર્યને રોકવાની બાબતોને સરકારી અદાલત દ્વારા શાંત પાડી દેવામાં આવશે અને ગંભીર બાબતોમાં એમને રદ્દ કરી દેવામાં આવશે.

(૯) વ્યક્તિગત સંપત્તિને વ્યાપક રૂપથી કાયમ રાખવામાં આવશે.

(૧૦) કોઇપણ અવસ્થામાં રાજ્ય યોગ્ય બદલો આપ્યા વગર સંપત્તિને રાજ્યમાં મેળવી શકશે નહિ.

(૧૧) દેશનાં શિલ્પો અને ઉદ્યોગોનું વિદેશમાંથી સંરક્ષણ મેળવવા માટે દરેક ઉપાય લેવામાં આવશે.

મેં જલદી જલદી ઉપર લખેલી બાબતો ઉદાહરણના રૂપમાં આપી છે. એ નીતિના પ્રધાન આધાર એ છે. (૧) દેશની આર્થિક શક્તિની વૃદ્ધિ થાય. (૨) રાષ્ટ્ર આર્થિક દૃષ્ટિથી પોતાની આવશ્યકતા પોતે પૂરી કરે.

અમારી આ આર્થિક નીતિની મહત્વપૂર્ણ મુખ્ય વિશેષતા એ છે કે હિંદુ સંઘટનવાદી પૂંજીપતિઓ ઉપર જ્યાં ક્યાંય પણ અહિંદુઓ દ્વારા આર્થિક આક્રમણ થશે—ઉદાહરણ તરીકે નિઝામ હૈદ્રાબાદ, પંજાબ, ભોપાળ, આસામ તથા ભારતના બીજા ભાગોમાં થયું છે—ત્યાં એ આર્થિક અધિકારોની રક્ષા કરવામાં આવશે. સમસ્ત હિંદુસભાએ એ જાણવું જોઇએ કે હિંદુ ખેડુતો, હિંદુ મજુરો અને હિંદુ વ્યાપારી કોઇપણ અહિંદુઓને હાથે કષ્ટ ન પામે. એ જ રીતે ઉપર્યુકત નીતિને અનુસરી હિંદુઓમાં જ વર્ગવિદ્રોહ ન થવા પામે તેને માટે કોઇને પણ બીજા દળે કષ્ટ આપવું નહિ,

## આગામી બે વરસને માટે અમારો તાત્કાલિક કાર્યક્રમ

યૂરોપનું યુદ્ધઃ—અમારી વર્કીંગ કમિટીએ યૂરોપીય યુદ્ધના સંબંધમાં બે પ્રસ્તાવ કર્યા છે. તે એટલા બધા સ્પષ્ટ છે કે એના ઉપર હવે વધારે કહેવાની કશી જરૂર નથી કારણ કે એના પછી કોઇ એવી ઘટના થઇ નથી કે જેથી અમારે એ નીતિમાં કોઇ પરિવર્તન કરવાની આવશ્યકતા હોય. હું બ્રિટિશ સરકારને એકવાર ફરીથી એ ઉપદેશ આપીશ કે તે તુરત નિશ્ચયપૂર્ણ એવી જાહેરાત કરી આપે કે ભારતને વધારેમાં વધારે યુદ્ધ પછી

પૂર્ણ ઔપનિવેશિક સ્વરાજ્ય વેસ્ટ મિનિસ્ટરના વિધાન પ્રમાણે આપવામાં આવશે. એવી જાહેરાતથી બ્રિટિશ સરકારને આ સંગ્રામમાં ભારતના હિંદુઓની હાર્દિક સહાનુભૂતિ મળી શકશે. અને ભારત પૂર્ણ સ્વતંત્ર થઇને પણ બ્રિટિશ કોમનવેલ્થ બ્રિટિશ સામ્રાજ્યના પરિવારની બરાબરીની શરતો પર એક ભાગીદાર હોવાનું આશ્વાસન આપી શકશે. પૂર્વમાં જાપાન ઘણી જ વેગીલી ગતિથી ઉન્નતિ કરતું આગળ વધતું જાય છે. બીજી તરફ યૂરોપમાં રશિયા, જર્મની અને ઇટલીની ઘટનાઓ થઇ રહી છે, તે અશુભ ચિહ્ન છે. સ્વતંત્ર શાસનભોગી ભારત જ બ્રિટિશ સરકારને માટે કોઇપણ બ્રિટિશ વિરોધી શક્તિઓનો સામનો કરવા એક મહાશક્તિનું કામ આપી શકે છે, પણ ગમે તેટલી ચતુરાઇથી ખોટી યુક્તિઓ આપવામાં આવે એનાથી ભારતનો અસંતોષ મટવાનો નથી, અને એવી યુક્તિઓથી બ્રિટિશ પરાધીનતાનું અપમાન પણ મટી શકતું નથી. શું આપ એવું સમજો છો કે ભારતને એવું કહીને તમે ધોખો આપી શકશો કે અલ્પસંખ્યક અને બહુસંખ્યક જાતિઓમાં પરસ્પર સમજુતિ નથી થઇ શકતી માટે ભારતને ઔપનિવેશિક સ્વરાજ્ય આપી શકાશે નહિ. બ્રીટીશ રાજનીતિજ્ઞોએ હાલમાં જ ઘોષણા કરી છે કે અમારો ( બ્રીટીશ સરકારનો ) આત્મા અમને રોકે છે કે અમે જબરજસ્તીથી અલ્પસંખ્યકોના ઉપર એટલે કે મુસલમાનો ઉપર કોઇપણ સમજુતી શા માટે સ્થાપીએ ? અને જ્યાં સુધી બંને જાતિઓમાં સમજુતી ન થાય ત્યાં સુધી અમે વૈધાનિક ઉન્નતિ કરવા માટે એક ઈંચ પણ આગળ વધીશું નહિ. ખરી રીતે આ એક અદ્દભુત સમાચાર છે કે અંગ્રેજ લોકો એકજ રાતમાં આટલા બધા ઇશ્વરથી ડરનારા અને પ્રજાતંત્રવાદી બની ગયા છે કે જે નહિ ઇચ્છા રાખનારાઓ ઉપર કોઇ વિધાન નાખી શકતા નથી. પરંતુ શું અમે પૂછી શકીએ છીએ કે જ્યારે આપ લોકોએ ભારતમાં આવી સ્વેચ્છા-

ચારી શાસન શરૂ કર્યું ત્યારે શું ભારતવાસીઓનો મત લઈને શરૂ કર્યું હતું ? એજ શા માટે ? હમણાંજ બે માસ પહેલાં પોતાના પ્રાંતીય શાસનનો ભંગ કરી ત્યાં ગવર્નરોને એમનાજ નિર્ણયો ઉપર શાસન કરવાનું સોંપી દીધું, શું એને માટે અલ્પ-સંખ્યકોએ અથવા બહુસંખ્યકોએ આપની ઉપર કોઈ આવેદન પત્ર મોકલ્યું હતું ? જો તમે ભારતવાસીઓની ઇચ્છા વિરુદ્ધ પોતાનું સ્વેચ્છાચારી શાસન જારી કરી શકો છો તો શું તમે બહુસંખ્યકોના કહેવાથી કે જેમણે એક વખત માગણી પણ કરી છે, શું તરતમાં ઔપનિવેશિક સ્વરાજ્ય ન સ્થાપી શકત ? જો તમે અમને શાપ આપી શકો છો તો શું આશીર્વાદ નથી આપી શકતા ? બ્રિટિશ જનતાના આ પારદર્શક છળકપટનો આશ્રય લઇ મુસલમાન અલ્પસંખ્યકોનું બહાનું બતાવી હિન્દુસ્થાનને એમના પોતાના જન્મસિદ્ધ સ્વરાજ્યને ન આપવાની ભાવના પ્રકટ કરવાનું જેમ બને તેમ જલદી છોડી દે એજ બ્રિટનને માટે સારૂં છે, અને એટલુંજ ભારતને માટે પણ સારૂં છે. ભારત હવે રાજનીતિક પ્રગતિમાં વિકાસના માર્ગ ઉપર આગળ ધપી રહ્યું છે. જો વિકા-સનો આ માર્ગ મુસલમાનોને શક્તિશાળી બનાવી ન્યાયયુક્ત ઉન્નતિના બધા માર્ગ રોકી દેશે તો ડેડલૉક થઇ જશે. (ગાડી અટકી પડશે.) પરંતુ આ બાબત થોડા સમયને માટે જ થઇ શકશે. કારણ કે પ્રકૃતિ ખાલી સ્થાનને ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. જો વિકાસની પ્રગતિ રોકી દેવાશે આવશે તો સમયને અનુસરી જે શક્તિઓ એકત્ર થઈ રહી છે તે બીજો માર્ગ લીધા વગર રહેશે નહિ અને તે ઘણોજ ભયાનક હશે.

## હિંદુસંઘટનવાદીઓ માટે આગામી બે વરસનો કાર્યક્રમ.

જ્યાંસુધી અચાનક કોઇ એવી વાત ન બને અને અમને વધારે કાર્ય કરવા માટે કોઈ આહ્વાન ન હોય ત્યાંસુધી દેશની

બધી હિંદુસભાઓ નીચે જણાવેલાં ત્રણ કાર્ય પ્રધાન રૂપથી પૂરાં કરવા પૂરતો પ્રયત્ન કરશે પછી તે સભાઓ સ્થાનિક હોય તો પણ ભલે, પ્રાન્તીય હોય તોપણ ભલે અને કેન્દ્રિય હોય તો પણ ભલે.

અમારી સમક્ષ અગણિત કાર્ય પડયું છે અને પોત પોતાના રૂપમાં બધાંજ ઉપયોગી અને આવસ્યક છે. પરંતુ શરૂઆતથી કોઇ પણ કાર્ય કરવું એ સૌથી વધારે સારૂં છે. બધાં કામો એક સાથે શરૂઆતમાં કરવાં અને છેવટે તેને અધુરાં જ છોડી દેવાં અથવા ખરાબ કરી નાખવાં, અથવા મોટી મોટી ભૂલો કરવી અને માર્ગમાં જે આવ્યું તેમાંજ લાગી જવું એની અપેક્ષાએ તો એવું કોઇ કામ પસંદ કરી લેવું વધારે સારૂં છે કે જેની ખૂબ જરૂરીયાત હોય, અને તે વધારે પ્રભાવશાલી હોય અને સાથે સાથે તે આપણા સાધનો અને યોગ્યતાથી પૂરૂં કરી શકાય. એના સંબંધમાં યોજના બનાવી આપણો પયત્ન એ દિશામાં લગાવી મુખ્યતાથી એનેજ પૂરૂં કરી દેવું જોઇએ.

આપણે એ પણ યાદ રાખવું જોઇએ કે જ્યાંસુધી આપણે શક્તિનો સંચય ન કરી લઇએ ત્યાંસુધી આપણે ઉત્તેજના અને પ્રદર્શન કરવા માટે સંગ્રામ જારી કરવો ન જોઇએ, કારણ કે એનું પરિણામ જરૂર વિફલતામાં આવશે. નાવ ચલાવનારાએ પવનની દિશા જોવી જોઇએ. સિંહને પણ પ્રતીક્ષા કરવી પડે છે. મ્હોટાં મ્હોટાં વિધ્વંસક વહાણો ઘણી શાંતિ સાથે બનાવવામાં આવે છે અને બંદરોના કવાર્ટરોમાં (સ્થાનોમાં) છુપાઇ રહે છે અને એને જ્યારે શત્રુનો મુકાબલો કરવા બોલાવવામાં આવે છે ત્યારે તે અનેક મુખોથી ગર્જના કરતાં કરતાં ગોળા અને ગોળીઓ ચલાવતાં શત્રુનો મુકાબલો કરે છે.

મેં નીચે જણાવેલો જે કાર્યક્રમ ઘડી કાઢયો છે તે અચાનક નથી ઘડયો. એને પસંદ કરવામાં મેં ઉપર લખેલી બધી બાબતોનું

ધ્યાન રાખ્યું છે. પ્રત્યેક હિંદુસંઘટનવાદીને માટે આ ત્રણ કાર્યક્રમો અત્યંત પ્રધાનરૂપથી બહુ જ જરૂરના છે. એને બધા હિંદુસંઘટનવાદી કરી શકે તેમ છે. જો કે તે શરૂઆતમાં ઉત્તેજક નહીં જણાય પરંતુ એની શરૂઆત કરીને તમે હિંદુડમના ગૌરવની રક્ષા માટે સમય આવ્યે ધર્મયુદ્ધને માટે શકિત એકત્ર કરી શકશો. જે લોકો આ ત્રણ કાર્યક્રમોને પૂરા કરીને કોઇ બીજો કાર્યક્રમ કરી શકે તો તે જરૂર કરે. પણ આપણું સૌથી પહેલાં અને સૌથી વધારે તો આ ત્રણ કાર્યક્રમોની પૂર્તિ માટે જ ધ્યાન લાગેલું રહેવું જોઇએ. બે વરસમાં આપણે આ દિશામાં જેટલું કામ કરી શકીશું એનાથી આપણે એ સમજી શકીશું કે બીજી સમસ્યાઓ ઉકેલવામાં આપણે કેટલું પ્રભાવશાળી કામ કરી શકીશું. માટે આ ત્રણ કાર્યક્રમ છે.

પ્રત્યેક ગામ, કસ્બો અને નગરમાં એક આંધી આવી હોય એવી જાતનો પ્રયત્ન કરો.

(૧) અસ્પૃશ્યતાને મટાડી દ્યો.

(૨) બધી યુનીવર્સીટી, કોલેજો અને સ્કુલોમાં સૈનિક શિક્ષણ અનિવાર્ય કરવા માટે પ્રયત્ન કરો અને આપણા યુવકોને નૌસેના, વાયુયાન સેના તથા સ્થળસેનામાં પ્રવિષ્ટ કરી દ્યો.

(૩) જ્યાંસુધી બને ત્યાં સુધી પ્રત્યેક હિંદુમતદાતાને એને માટે તૈયાર કરો કે જ્યારે ચુંટણી આવે ત્યારે તેઓ હિંદુસંઘટનવાદી ઉમેદવારનેજ મત આપે કે જેઓ હિંદુ હિતોની રક્ષા કરવાની પ્રતિજ્ઞા કરીને જાય છે. કોંગ્રેસવાદીઓને પોતાનો મત કદીપણ આપે નહિ કારણ કે તેઓ (કોંગ્રેસવાદીઓ) હિંદુ હિતોની રક્ષા પૂર્ણ સ્વાધીનતા અને સાહસથી ત્યાંસુધી કરી શકશે નહિ, કે, જ્યાંસુધી તેઓ કોંગ્રેસના અનુશાસનમાં અને કોંગ્રેસની ટીકીટમાં જકડાયેલા છે.

આ કાર્યક્રમનું પહેલું અંગ આપણા બે કરોડ ભાઇઓ કે જેઓ ધર્મ, સંસ્કૃતિ અને રાષ્ટ્રિયતાની દૃષ્ટિએ આપણા જ ભાઇઓ છે કે જેટલો દાવો કોઇ ભાઇઓ હોવાનો કરી શકે. સ્થાનીય હિંદુસભાએ એ જોવું જોઇએ કે આપણા આ નામધારી અસ્પૃશ્યોને માટે એ બધા અધિકારો પ્રાપ્ત કરી લે કે જે અધિકાર હરેક નાગરિકના મૌલિક છે. અહિં સુધી કે એનો ઉપભોગ અહિંદુ સુધી સાર્વજનિક જીવનમાં કરવાને તેઓ અધિકારી છે. આપણે માટે જરૂરતું છે કે તે બધાં સ્થાનોમાં કે જ્યાં અસ્પૃશ્યો ઉપર અત્યાચાર થાય છે ત્યાં આપણે સવર્ણ હિંદુઓને સમજાવીને અસ્પૃશ્યોના અધિકાર અપાવી દેવા. કદાચિત્ એ બાબત બની ન શકતી હોય અને અસ્પૃશ્યોને કેવળ એટલા માટે જ સતાવવામાં આવે છે કે તેઓ જાતિથી અસ્પૃશ્ય છે તો અદાલતમાં મુકદમો ચલાવીને પણ લડવું જોઇએ. જ્યાંસુધી સનાતની હિંદુભાઇઓની વ્યક્તિગત સ્વાધીનતાનો પ્રશ્ન છે ત્યાંસુધી આપણે એમની ભાવના તરફ અનાદર અથવા એમને સતાવવાનો કોઇપણ ભાવ બનાવવો નહિ જોઇએ, પણ સાર્વજનિક સ્કુલોમાં ગાડી ઇત્યાદિ વાહનોના વ્યવહારમાં, નોકરીઓમાં તથા સાર્વજનિક જીવનના પ્રત્યેક અંગમાં આપણને ઉચિત છે કે કોઇપણ હિંદુને ભલે પછી તે અસ્પૃશ્ય પણ કેમ ન હોય, એના અધિકારોનું કેવળ એટલા માટે જ અપહરણ ન થવા દેવું ઘટે કે તેઓ અસ્પૃશ્ય જાતિના છે. જેટલી સામાજિક સમાનતા આપણે મુસલમાન અને અહિંદુઓને આપીએ છીએ ઓછામાં ઓછી એટલી સ્વાધીનતા પ્રાપ્ત કરવાના અધિકારી આપણા એ અસ્પૃશ્ય બંધુઓ પણ કેવળ એટલા માટે જ છે કે તેઓ આપણા હંદુ ભાઇઓ છે, પછી એની જાતિ ગમે તે હોય. એનાથી વિપરીત આચરણ કરવું એ આપણા હિંદુત્વનું અપમાન છે.

અહીં એ પણ સ્પષ્ટ લખવું જોઇએ કે એ પાપના ભાગી

તે અસ્પૃશ્ય હિંદુઓ એટલા જ છે કે જેટલા સ્પૃશ્ય હિંદુઓ છે, કારણ કે જે અસ્પૃશ્ય જાતિઓ છે તે જાતે પણ પોતાની નીચેની જાતિના લોકો સાથે તેવો જ વ્યવહાર કરે છે જેવો કે એમની સાથે બીજી જાતિઓ કરે છે એ પાપ આપણ બધામાં લાગેલું છે. આવો આપણે બધા મળીને એ પાપ દૂર કરવા માટે અત્યંત પ્રયત્ન કરીએ. આ ઠેકાણે આપણા સનાતની ભાઇઓએ વિશ્વાસ રાખવો જોઇએ કે જે અધિકારો નાગરિકોને પ્રાપ્ત છે તે અધિકારો સિવાય હિંદુમહાસભા બીજા કોઇ ધાર્મિક સુધાર ભલે પછી તે ગમે તે હિંદુસમુદાયના હોય કાયદાના જોરે જબરજસ્તીથી માથા ઉપર લાધશે નહિ. અસ્પૃશ્યોના સંબંધમાં પણ તેજ રીતે વર્તશે. જે હિંદુ સંઘટનવાદી એમ માને છે કે અસ્પૃશ્યતાથી ઘણી જ હાનિ થઇ છે, અને થઇ રહી છે તે પોતાના વ્યવહારમાં પોતાના આત્માને અનુકૂળ કાર્ય ભલે કરે. હિંદુસંઘટનવાદીઓને આ કામ કેવી રીતે કરવું જોઈએ, એને માટે કાર્યની શરૂઆત થઇ ગયા પછી હું સમય સમય પર આજ્ઞા આપ્યા કરીશ. અહીંઆં હું એ પણ બતાવી દઉં કે રત્નાગિરિ જીલ્લામાં મારા નેતૃત્વમાં હિંદુમહાસભાએ અસ્પૃશ્યતા દૂર કરવામાં જે કામ કૃયું છે એનાથી ઘણી જ વધારે સફલતા મળી છે, માટે હિંદુસંઘટનના કાર્યકર્તા ગણ આ રિપોર્ટને જરૂર વાંચે. તમને એ પણ સ્પષ્ટ જણાઇ આવશે કે અસ્પૃશ્યતા નષ્ટ કરવાનો હિંદુમહાસભાનો ઢંગ જુદો જ છે. ગાંધીજીના ઢંગથી એ બીલકુલ ભિન્ન છે. આપણે એનાથી સહયોગ કરી શકીશું. પણ અમે અમારા આંદોલનને ગાંધીવાદી આંદોલનથી અલગ રાખીશું.

આ આવતા બે વરસમાં આપણે હિંદુમહાસભાવાદીઓએ અસ્પૃશ્યતાના નિવારણને માટે એટલું વધારે કામ કરવું જોઇએ કે જેટલું ગયા ૨૦૦ વરસોમાં કરી શકતા હતા.

આ કાર્યક્રમના બીજા અંગની અખિલ ભારતીય હિંદુમહાસભા કમિટિ અને વર્કીંગ કમિટિની રૂપરેખા બતાવવામાં આવશે. જ્યાં સુધી હિંદુમતદાતા કેવળ હિંદુસંઘટનવાદીઓને જ ધારાસભામાં તથા મ્યુનિસિપાલિટીમાં પોતાના પ્રતિનિધિ બનાવી નથી મોકલતા અને કોંગ્રેસવાદીઓને પોતાના પ્રતિનિધિ બનાવી મોકલ્યા કરશે ત્યાંસુધી હિંદુઓ પોતાના જ દેશ હિંદુસ્થાનમાં અનાથની રીતે રહેશે. જે રીતે હિંદુઓએ ગયા સમયમાં લડાઇઓ કરી ઘણી અધિક સીમા સુધી અધિકાર મેળવી લીધા છે એજ રીતે તેઓ સંગ્રામ કરી શકે છે. પરંતુ જ્યાંસુધી તેઓ પોતાનો અધિકાર કોંગ્રેસના હાથમાં સોંપવાની આત્મઘાતક નીતિનો પરિત્યાગ નહિ કરે ત્યાંસુધી તેઓ એ પણ આશા નહિ રાખી શકે કે તેઓ હિંદુકમનું ન્યાયોચિત સ્થાન પ્રાપ્ત કરી શકે. આ સિવાય તેઓ જોશે કે લડાઇઓ લડીને એમણે જે અધિકારો મેળવ્યા છે એ અધિકારોથી કેવળ મુસલમાનોને જ લાભ થઇ રહ્યો છે. અને મુસલમાન એનાથી વધારે સંઘટિત થઇ હિંદુઓનું દમન કરશે.

યાદ રાખજો કે નિકટના ભવિષ્યમાં નવા ગોળમેજી પરિષદ્ અથવા વૈધાનિક સમિતિ (કોન્સીટયૂટન્ટ એસેંબ્લી) ના જેવી, કોઇ નવી સભા થનારી છે. જ્યાંસુધી હિંદુજનતા પોતાના પ્રતિનિધિ કેવળ કોંગ્રેસને જ ચુંટશે ત્યાંસુધી સરકાર કોંગ્રેસને હિંદુઓના મતનું પ્રતિનિધિત્વ કરનારી બરાબર સમજતી રહેશે. કોંગ્રેસ ભલે આ ભાવનાનો વિરોધ કર્યા કરે. સરકાર એ વાત સ્વીકારશે નહિ કે 'કોંગ્રેસ મુસલમાનોનું પણ પ્રતિનિધિત્વ કરે છે અથવા સમસ્ત રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ કરે છે'. કારણ કે મુસલમાનોનો નિયમ છે કે તેઓ પોતાના પ્રતિનિધિને કોંગ્રેસની ટીકીટ પર કોઇ દિવસ પણ ચુંટશે નહિ. અહીં સુધી કે ડોક્ટર કીચલુ કે જે કોંગ્રેસની ટીકીટથી ચુંટણીમાં ઉભા રહ્યા હતા તેઓ પણ હારી ગયા. આવી પરિ-

સ્થિતિમાં ઘણોજ ભય છે કે મુસલમાનોની માગણીઓ પર હિંદુઓના અધિકારોનું વળી વધારે બલિદાન અપાય. મુસલમાનો પહેલેથી જ કહી રહ્યા છે કે હિંદુપ્રાંતોમાં મુસલમાનોના સમાન અધિકાર રહે. તે વખતે હિંદુસંઘટનવાદીઓનો વિરોધ નિરર્થક બની જશે તથા જે હિંદુઓ કોંગ્રેસની નીતિની એક સંસ્થાના રૂપમાં વ્યક્તિગત રૂપે ઘૃણા કરે છે તે હિંદુઓનો વિરોધ પણ નિષ્ફળ થશે કારણ કે ત્યાં (ગોળમેજી પરિષદમાં) એવું કોઇ દળ હિંદુ મતદાતાઓનું પ્રમાણપત્ર લઇ ઉપસ્થિત થશે નહિ કે જે હિંદુઓના ન્યાયોચિત અધિકારો અને હિતોની વકીલાત નિર્ભીકતા, સાહસ અને વગર નમ્યે કરે, કે, જેવી રીતે મુસ્લીમ લીગ મુસલમાનોના અધિકારોની વકીલાત કરતી રહી છે.

પરંતુ જો મતદાતાઓ સાવચેતીમાં આવી જાય અને કોંગ્રેસના પ્રતિનિધિઓની ચુંટણી ન કરી માત્ર હિંદુસંઘટનવાદીઓને ચુંટી કાઢે તો આપણે હિંદુસંઘટનવાદીઓ ૭ પ્રાંતોમાં હિંદુસંઘટન-વાદીઓની સરકાર એવી રીતે બનાવી લઇએ કે જેવી રીતે પંજાબ અને બંગાલ આદિમાં મુસલમાનોએ પોતાની સરકાર બનાવી રાખી છે. આ રીતે હિંદુસંઘટનવાદીઓ ઘણીયે સત્તા પોતાને આધીન કરી શકે છે અને આને લીધે તેઓ સેંકડે ૭૫ ટકા ચિંતાઓ અને દુઃખો દૂર કરી શકે, કે જે દુઃખો યુક્ત પ્રાંત જેવા હિંદુપ્રાંતમાં હિંદુઓને ભોગવવાં પડયાં છે. તે વખતે પ્રાંતીય પોલીસ અને પ્રાંતીય સરકારી નોકરો હિંદુસંઘટનવાદી-ઓની આજ્ઞામાં રહેશે. પછી હિંદુઓના અધિકારોને પગ નીચે છુંદી નાંખવા અથવા એની ઉપેક્ષા કરવાનું સાહસ તેઓ કરી શકશે નહિ. એટલું જ નહિ પણ સ્વયં મુસલમાનો પણ હિંદુ હિતોનું અતિક્રમણ નહિ કરી શકે તથા તેઓ (મુસલમાનો) પોતાની રાષ્ટ્ર વિરોધી અને હિંદુઓને અસહ્ય થાય એવી માગ-ણીઓ કરવાનું પણ સાહસ કરી શકશે નહિ.

જ્યાંસુધી મુસલમાનોના ન્યાયોચિત અધિકારોનો પ્રશ્ન છે ત્યાંસુધી આપણે હિંદુસંઘટનવાદીઓને એના તરફ કોઇપણ તકરાર નથી. આપણે તો દેશના અલ્પસંખ્યક મુસ્લીમો સાથે સંમાનનીય મિત્રતા અને પ્રેમપૂર્વક રહેવા ઇચ્છીએ છીએ. અને અલ્પ-સંખ્યક મુસ્લીમોને બધાં સંરક્ષણો આપવામાં આવશે કે જેનાથી તેઓ પોતાના ન્યાયોચિત અધિકારોનો ઉપભોગ કરી શકશે.

આ કારણથી આગામી બે ત્રણ વરસ સુધી આપણો બધો પ્રયત્ન હિંદુ મતદાતાઓને સમજાવવામાં લગાવવો જોઇએ કે તમે આવતી ચુંટણીમાં હિંદુસંઘટનવાદીઓને જ તમારો મત આપો. કોંગ્રેસના ઉમેદવારોને આપશો નહિ.

**એને માટે એક એવા દૈનિક પત્રની જરૂર છે કે જે હિંદુસંઘટન અને કેન્દ્રિય ફંડનું દરરોજ આંદોલન કરે.**

સૌથી પહેલાં આપણે એક હિંદુદલનું સંઘટન કરવું પડશે. અને એમાં સનાતની, આર્યસમાજી તથા હિંદુઓની એ બધી સંસ્થાઓના સદસ્યો સંમીલિત હોય કે જે અત્યાર સુધી હિંદુ સભા સાથે નિયમિત રૂપથી કોઇ સંબંધ ધરાવતી નથી પરંતુ તેઓ બધા એટલા જ હિંદુસંઘટનવાદી છે જેટલા કે કોઇ હિંદુ મહાસભાવાદી હોઇ શકે. એવો સંબંધ સ્થાપિત કરવા માટે વિસ્તૃત રૂપથી વર્ણન કરવાની જરૂર છે, અને એના સંબંધમાં સ્થાનીય, પ્રાંતીય અને કેન્દ્રીય હિંદુ મહાસભાએ તથા સૌથી વધારે હિંદુસંઘટનવાદીઓએ પ્રયત્ન કરવો જોઇએ. પછી ભલે તે હિંદુ મહાસભાના નિયમિત સદસ્ય હોય અથવા ન હોય.

પરંતુ જો આપણો આવો પ્રયત્ન હોવા છતાં હિંદુ મતદાતાઓ પોતાની આત્મહત્યાની નીતિનું પાલન કર્યે જ જાય અને કોંગ્રેસને જ પોતાનો મત આપતા રહે અને આપણ હિંદુસંઘટનવાદીઓની

બહુમતિ ન થઇ શકે તોપણ આપણે એની ચિંતા કરવી જોઇએ નહિ. જો આપણો પ્રયત્ન જારી રહેશે તો તો આપણને વિશ્વાસ રહેવો જોઇએ કે ઓછામાં ઓછું બહુમત નહિ તો અલ્પમત તો આપણો જરૂર થઈ જશે, મહારાષ્ટ્રમાં તથા રાજસ્થાનોમાં દૃષ્ટિ પાત કરો. ત્યાં ચુંટણીમાં હિંદુસંઘટનવાદીઓનો વિજય થયો એટલુંજ નહિ પણ કેટલાયે સ્થાનોમાં તો એમને બધા કરતાં વધારે મતો મળ્યા છે. સાચા હિન્દુસંઘટનવાદીઓનો ધારાસભા અને મ્યુનિસીપાલીટીમાં અલ્પમત હોય તોપણ તેઓ બહુમતના સ્વેચ્છાચાર ઉપર નિયંત્રણ કરી શકશે અને હિન્દુઓમાં રાજકીય દુ:ખોને વ્યક્ત કરી શકશે. આ રીતે તેઓ ઉન્નતિ અને સત્તાના માર્ગને ખુલ્લો કરી શકશે.

એમ છતાં ધારોકે ચુંટણીમાં આપણી બીલકુલ હાર થઇ ગઈ અને આપણે એક પણ સ્થાન જીતી શક્યા નહિ, તો પણ કોઇ ચિન્તાની બાબત નથી. આપણે આપણી હાર સ્વીકાર કરી વ્યાપક રૂપે એ અપમાનને સહન કરીશું. અને વ્યક્તિગત રૂપથી આપણે ઘણા અભિમાન સાથે એવો દાવો કરીશું કે આપણી સમક્ષ અનેક જાતની બાધાઓ હોવા છતાં આપણે આપણા આત્મા સાથે વિશ્વાસઘાત કર્યો નથી. ચુંટણીમાં પરાજયનું ઉત્તરદાયિત્વ વ્યાપક રૂપથી હિન્દુમતદાતાઓ ઉપર રહેશે અને તે લોકો ઉપર ઉત્તરદાયિત્વ નહીં રહેશે કે જેમણે પોતાના મત હિન્દુઓને આપ્યા હશે. આ સિવાય કેવળ આજ એક બાબત છે કે આપણે કોંગ્રેસના મુકાબલે ચુંટણીમાં ઉભું રહેવું પડશે અને કોંગ્રેસને વિવશ કરવી પડશે કે જેથી તે હિન્દુ હિતોનું આ મિથ્યા રાષ્ટ્રિયતાની બંદી (બેડી) ઉપર હવે વધારે બલિદાન ન કરે.

જ્યારે સેના વિજય મેળવી રહી હોય ત્યારે તેમાં સંમીલિત થવું એ સંપૂર્ણ દેશભક્તિ છે. પણ જ્યારે ધર્મ યુદ્ધમાં લગભગ

પૂર્ણ પરાજય મળી જાય અને તે પછી પણ કોઇ આદમી તેજ ઝંડાની નીચે ઉભો રહે અને પોતાના આત્મા તરફ વિશ્વાસઘાત ન કરે......એ તો ઘણીજ વીરતા અને શૂરતા છે. આવી બાબત તો એક ખરો સિપાઇજ કરી શકે છે. જો આપણને વિજય ન મળી શકે તોપણ આપણને એ વાતથી તો પૂર્ણ સંતોષ રહેશે કે અમે અમારા કર્તવ્યનું પાલન સારી રીતે કર્યું છે. આ જાતનો વિશ્વાસ રાખી પ્રત્યેક હિંદુ સંઘટનવાદીએ ચુંટણીમાં લડવું જોઇએ. આપણે એવો દઢ નિશ્ચય કરી લેવો જોઇએ કે ભલે ખરાબમાં ખરાબ પરિણામ આવે અને આપણે કાર્યશીલ હિન્દુ સંઘટનવાદી દળના ભલેને છેલ્લામાં છેલ્લી વ્યક્તિ રહીએ, પણ હિન્દુદ્રોહી દળની પ્રથમ વ્યક્તિ તો નહીજ રહેવા ઇચ્છીએ.



# સ્વાધ્યાય માટેનાં ઉત્તમ પુસ્તકો

**(अ) સત્યાર્થપ્રકાશની સસ્તી નવીન આવૃત્તિ:—**

(૧) સત્યાર્થપ્રકાશની આ નવીન આવૃત્તિ જાડા ગ્લેઝ કાગળ ઉપર છાપેલી છે, પાકું બાઇન્ડીંગ છે અને પુઠા ઉપર સ્વામી દયાનન્દ સરસ્વતી મહારાજનો ત્રણ રંગમાં સુંદર ફોટો છાપેલા છે. એટલું છતાં તેની કિંમત માત્ર રૂા. ૧—૦—૦ રાખવામાં આવી છે. પોસ્ટેજ રૂા. ૦—૭—૬. એકજ સ્થાનમાં ત્રણ—ચાર ભેગા મળીને રેલ્વે પારસલથી મંગાવવાથી પોસ્ટેજનો ખર્ચ બચી જશે. રેલ્વે પારસલથી મંગાવનારે પૈસા મ. ઓ.થી પ્રથમ મોકલી આપવા પડશે.

(૨) અનગ્લેઝ કાગળ પર છાપેલી અને બોર્ડનું જાડું પુઠું કિંમત રૂા. ૦—૮—૦ પોસ્ટેજ રૂા. ૦—૬—૬

(૩) અનગ્લેઝ કાગળ પર છાપેલી અને સાદા જાડા કાગળનું પુઠું કિંમત રૂા. ૦—૫—૦ પોસ્ટેજ રૂા. ૦—૫—૬

**(ब) ઋગ્વેદાદિભાષ્યભૂમિકા:—**

સ્વામીશ્રી દયાનંદ મહારાજ કૃત હિન્દી પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર. ઋગ્વેદનું ભાષ્ય લખતા પહેલાં આ પુસ્તક ભૂમિકા તરીકે લખેલું છે, જેમાં વેદોમાં કયા કયા વિષયોનું વર્ણન કરેલું છે, તે દાખલા દલીલો સાથે સમજાવ્યું છે. ગ્લેઝ કાગળ અને પાકા કાપડના પુઠાવાળા પુસ્તકની કિંમત રૂા. ૧—૦—૦ કાચા પુઠાના પુસ્તકની કિંમત રૂા. ૦—૧૨—૦ બન્નેના પોસ્ટેજ ૦—૪—૬

**(क) સંસ્કારવિધિ:—**

ગર્ભાધાનથી લઇને અંત્યેષ્ટિ સુધીના ૧૬ સોળેય સંસ્કારોનું વર્ણન મુખ્ય મુખ્ય મંત્રોના અર્થ સાથે આપેલું છે. દરેક માબાપે પોતાનાં સંતાનોને સંસ્કારી કરવા માટે આ પુસ્તક ખરીદીને તેનો અભ્યાસ કરવો જોઇએ. મૂલ્ય કાપડના પાકા બાઇન્ડીંગ સાથે રૂા. ૧—૦—૦ પોસ્ટેજ રૂા. ૦—૪—૬

**(ड) પંચમહાયજ્ઞ વિધિ:—**

મનુષ્યનું નિત્યકર્મ બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, નૃયજ્ઞ અને બલિવૈશ્વદેવયજ્ઞનું વર્ણન આ નાનકડા પુસ્તકમાં વિધિ સાથે આપેલું છે. પ્રચારની દૃષ્ટિથી કિંમત માત્ર ૦—૦—૯ પોસ્ટેજના.

લખો:—પુસ્તકાધ્યક્ષ, મું. પ્ર. આ. પ્ર. સભા, આણંદ.

# આર્યસમાજના નિયમો

૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિર્વિકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અનંત, અજન્મા, અનાદિ, અનુપમ, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્ત્તા છે; તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું અને સાંભળવું, સંભળાવવું એ સઘળા આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં ને અસત્ય છોડવામાં સદા તૈયાર રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭ સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ; પરંતુ સર્વની ઉન્નતિમાંજ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ

૧૦ સઘળા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને સ્વહિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

આ પુસ્તક રા. પું. આર્યપ્રકાશ પ્રેસ, આણંદમાં રણછોડભાઇ વહેરીભાઇ પટેલે પ્રકાશક શ્રી. બાપુભાઇ કુબેરદાસ પટેલ માટે છાપ્યું અને તેમણે તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું તા ૧૬-૬-૪૦